# લો૦ તિલકના સ્વરાજ્યના વ્યાખ્યાનો.



"સ્વરાજ્ય મ્હારો જન્મ સિદ્ધ હક્ક છે. અને તે મેં મેળવવો જોઈએ."

લો. તિલક.

પ્રસિદ્ધ કર્તા હરિ ગોકુળ વર્મા.

કિંમત ૦૨ આના.

# લો. તિલકના

# સ્વરાજ્યના વ્યાખ્યાનો

'न रुचता हमको कुछ भी आज ।
हमारा इच्छित लक्ष्य स्वराज्य ' ॥

આવૃતિ ૧ લી સને ૧૯૧૮ પ્રત ૧૦૦૦

અનુવાદક તથા પ્રકાશક

હરિ ગોકુળ વર્મા.

૪૨૩, વાલકેશ્વર રોડ મુંબઈ.

કીંમત ૧૦ આના.

# કર્તવ્ય !

જો સ્વરાજ્ય જોઈતું હોય તો તમારા અનાથ બાળકોને બચાવો. જો સ્વતંત્રતા જોઇતી હોય તો અનાથ દેશબાંધવોને દરેક પ્રકારે સાહ્ય કરવા તૈયાર થાઓ. જો તમારા હક્ક જીવંત રાખવા હોય તો આ અનાથ બાળકોને જીવંત રાખવાના ઉપાય યોજો. આપણું સ્વરાજ્ય, આપણી સ્વતંત્રતા અને આપણા જન્મસિદ્ધ હકો, જે આ ભાવી પ્રજા આજ નિકૃષ્ટ સ્થિતિમાં છે, તેજ મેળવી શકશે. માટે તેઓને આ સંકટોમાંથી બચાવી તેઓનું પ્રથમ સંરક્ષણ કરો !

નડીઆદ હિંદુ અનાથાશ્રમમાં નાના ધાવતાં બાળકો ઉછેરાય છે. વૃદ્ધ, અપંગ, એવા અનાથોને પણ પાળી શકાય છે. તેમની શારીરિક, માનસિક તથા આત્મિક ઉન્નતિ થાય અને તેઓ સદુદ્યોગથી યા નીતિપૂર્વક પોતાનો નિર્વાહ કરી શકે એવા 'પુરૂષો' બનાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

આ સંસ્થા દરેક જાતના દાન લેવા ચહાય છે. રૂપિયા ઉપરના દાનવીરોના નામ છપાય છે. રીપોર્ટ દર વર્ષે બહાર પડે છે, અને તે મફત મળે છે.

લખો :

મંત્રી—હિંદુ અનાથાશ્રમ,

નડિઆદ.

# લો૦ તિલકના સ્વરાજ્યના વ્યાખ્યાનો.

## વ્યાખ્યાન ૧ લું.

# સ્વરાજ્યનો પ્રસ્તાવ.

( લખનૌ–રાષ્ટ્રીય પરિષદ તા૦ ૨૯ મી ડીસેમ્બર ૧૯૧૬. )

**પ્રમુખ સાહેબ તથા સજ્જનો,**

તમે અહીં જે મ્હારૂં સ્વાગત કર્યું છે તે માટે હું ખરા અંતઃકરણથી તમારો આભાર માનું છું. આ સ્વાગત કેવળ મ્હારૂં યા વ્યક્તિનું માનું એવો કંઇ હું મૂર્ખ નથી. હું જે તત્વો માટે લઢી રહ્યો છું તેઓનુંજ આ સ્વાગત છે એમ હું માનું છું. હું જે ઠરાવનું સમર્થન કરૂં છું તેમાં આ સર્વ તત્વોનો સમાવેશ થાય છે, આ સ્વરાજ્યનો પ્રસ્તાવ છે, એજ તત્વ માટે અમે તથા નેશનલ કોંગ્રેસ પણ ત્રીસ વર્ષો થયાં લઢી રહી છે. આ સ્વરાજ્યનો મંત્ર દશ વર્ષ પૂર્વે હિંદુસ્તાનના પિતામહ દાદાભાઈ નવરોજજીએ (તાલીઓ) હુગલી નદીના તીરપર જપ્યો હતો. આ મંત્રોચ્ચાર થતાં મતભેદ ઉત્પન્ન થયો. કેટલાકો એમ કહેવા લાગ્યા કે–" આ મંત્રનો આખા હિંદુસ્થાનમાં ફેલાવો કરી સિદ્ધી મેળવવાના કાર્યમાં લાગવું." પરંતું તે વખતે આપણા લોકોમાં બીજો પક્ષ કાયમ હતો. તેઓ એમ કહેતા હતા કેઃ—" થોભો, ઉતાવળ ના કરો. મંત્રનો ઉચ્ચાર થોડા ઉતરતા સ્વરમાં થવા દો!" દશ વર્ષ પૂર્વે જે મતભેદ હતો તેનુ એજ કારણ હતું. પરંતુ મ્હને એક વાત, કહેતા ઘણો આનંદ થાય છે કે હવે આપણે સ્વરાજ્ય માગવા એક દિલે અને એક મતે તૈયાર થયા છીએ. પક્ષભેદ નષ્ટ થયો એટલુંજ નહીં પણ હિંદુ તથા મુસલમાનોનો મતભેદ પણ દૂર થયો છે એ આજ નજરે જોઇયે છીયે. આ પ્રમાણે સંયુકત પ્રાંતમાં આપણે સર્વ રીતે સંયુકત થયા છીયે. જેથી આજનો દહાડો ૩૨ મી રાષ્ટ્રીય પરિષદમાં પરમ માંગલિક ગણવામાં આવશે, એવી મ્હને આશા છે.

હવે હું ફક્ત એક બે મુદ્દાપર વિવેચન કરવાનો છું. કોઇ કોઇ માણસો એમ કહે છે કે આપણા હિંદુઓએ મુસલમાનભાઇઓને યોગ્ય કરતાં અધિક હકો આપી દીધા છે, પરંતુ મ્હારી ખાત્રી છે કે કોઇપણ ખરા હિંદુને એમ લાગશે નહીં કે યોગ્ય કરતાં વધારે હકો મુસલમાનોને આપી દીધા હોય. સ્વરાજ્યના હકો ફક્ત મુસલમાન ભાઇઓનેજ આપવામાં આવે તોપણ તેની મને ફિકર નથી, સ્વરાજ્યના હકો ફક્ત રજપુતોને આપવામાં આવે તોપણ મને પર્વા નથી અને સુશિક્ષિતો કરતાં નિકૃષ્ટ જાતીના લોકો સ્વરાજ્યોપભોગને વધુ લાયક છે એમ જો સરકારને પ્રમાણિકપણાથી લાગતું હોય તો તેને પણ મ્હારી ના નથી! એટલુંજ નહીં પણ સ્વરાજ્યના હકો કોઇપણ જ્ઞાતિને આપવામાં આવે એટલે થયું.

અમારે જે સ્વરાજ્ય મેળવવાનું છે તે બળવાન અધિકારી વર્ગ પાસેથી મેળવવાનું છે એ ધ્યાનમાં રાખજો. આ અમલદાર વર્ગ પોતાના હાથમાંની સત્તા જવા દેવાને ઘણા નાખુશ છે, એ ભૂલી જતા નહીં. અધિકારી વર્ગની માનસિક સ્થિતિને હું જરાએ દોષ દેતો નથી. હું પોતે જો તેની જગ્યાપર હોત તો મેં પણ તેમજ કર્યું હોત. (હસાહસ) દાદાભાઇએ રાષ્ટ્રના ધ્યેયને 'સ્વરાજ્ય'નું નામ આપ્યું, પાછળથી તેને 'સેલ્ફ ગવર્નમેંટ'ના નામથી સંબોધવામાં આવ્યું અને છેવટે અમે–રાષ્ટ્રીય પક્ષના લોકોએ–'હોમરૂલ'ની સંજ્ઞા આપી. (તાળીઓ) વસ્તુ એકજ છે પણ નામો જુદા જુદા છે. કહેવાય છે કે 'સ્વરાજ્ય'ના શબ્દ માટે હિંદુસ્તાનમાં નાક મરડવામાં આવે છે; અને 'હોમરૂલ' શબ્દ એ તો ઇંગ્લાંડના નાકને ચોંટે છે. (હસા હસ) માટે 'હોમરૂલ' શબ્દને 'સનદશીર સુધારણા'ના મર્યાદશીલ નામથી સંબોધવું કોઇ કોઇ વધુ પસંદ કરે છે. નામ જોઇયે તે આપો પણ આ ખરડાનું સ્વરૂપ જ્યારે તમે ધ્યાનમાં લેશો ત્યારે તમને જણાશે કે આપણું સ્વરાજ્ય આયર્લેંડના હોમરૂલ બિલ કરતાં વધુ વ્યાપક છે. (તાળીઓ) અમારા ખરડાને સ્વરાજ્ય શબ્દનો સંપૂર્ણ અર્થ કદાચ નહીં લાગુ પડતો હોય તોપણ 'સ્વદેશી' અને 'બહિષ્કાર'ની ચળવળ કરતાં આ માગણી ઘણી શ્રેયસ્કર છે. ટુંકામાં કહીયે તો ગયા ત્રીસ વર્ષનાં કોંગ્રેસના સર્વ ઠરાવોનું આ સારભૂત તત્વ છે. પબ્લિક સર્વિસનો ઠરાવ કરો, હથિયારોનો કાયદો રદ કરો એવી પરચૂરણ માગણીઓમાં સર્વ શક્તિનો વ્યય કરવો એ અમને સારૂં લાગતું નથી. એવા એકજ

માગણી માગો કે જેની અંદર સર્વ પરચુરણ બાબતોનો સમાવેશ થઇ શકે. સ્વરાજ્યનો એકજ ઠરાવ અમલમાં લાવવા માટે તમારે દ્રવ્યબળ બુદ્ધિબળ અને ઉત્સાહબળ ખર્ચ કરવો પડશે, એ કંઇ સહેલી વાત નથી. 'જહાલ-મવાળ' એક થયા, 'હીંદુ-મુસલમાન' ભેદ ભાવ ભૂલ્યા એટલાથી આપણું કામ થયું એવી જો તમારી સમજણ હશે તો તે સાફ ભૂલભરેલી છે. ઐક્યતાથી શક્તિનો વધારો થશે અને કદાચ ઉત્સાહની વૃદ્ધિ થશે; પણ તે શક્તિનો તથા ઉત્સાહનો સદઉપયોગ કર્યા શિવાય જરાએ યશ આવવાનો નથી. તમારા માર્ગમાંની અડચણો તમે જોઇ શકો છો? રાષ્ટ્રીય પરિષદે બોલવાનું કામ આજે બંધ કર્યું છે. આજ પછી કદાચ કોંગ્રેસ ન ભરવામાં આવે તોપણ તેની મને ફિકર નથી! સ્વરાજ્યનું અંતીમ ધ્યેય નિશ્ચિત્ત થયું છે અને તે કલકતાની હાઇ કોર્ટે કાયદેસર ઠરાવ્યું છે. હવે આપણું કામ અધિકારી વર્ગ પર ટીકા કરવાનું છે. પરંતુ તમારી માગણીના સમર્થન માટે યોગ્ય ટીકા કરવી કાયદા બહાર નથી, એનો ખુલાસો કોર્ટ મારફતે થઇ ગયો છે. (તાળીઓ) હવે સ્વરાજ્ય કાયદેસર ઠરાવવામાં આવ્યું છે, સ્વરાજ્યનો મસુદો મુકર થયો છે, અને હિંદુ-મુસલમાન પણ એક થયા છે. તમારા માર્ગ વચ્ચેના સર્વ કંટકો હવે દૂર થયાં છે. જો આ ઠરાવને હવે અપયશ આવશે તો તેમાં તમારો દોષ ગણવામાં આવશે એ ધ્યાનમાં રાખજો. જવાબદારી હવે ઘણી મોટી આવી પડી છે. આળસાઇ કરતા નહી. એક નિશ્ચયથી કાર્ય કરવા મંડી પડો (તાળીઓ) ચમત્કારો બતાવવાના દિવસો હવે ચાલ્યા ગયા. લાખો લોકોને મુઠ્ઠીભર અનાજપર જીવતા રાખવા એ દિવસો ગયા. યેશુનો કાલ આજ રહ્યો નથી! સ્વર્ગીય ચમત્કારોથી કદિપણ હેતુપૂર્ણ થતા નથી. આ દિવસો કાર્ય કરવાના તથા અવ્યાહત પ્રયત્ન કરવાના છે. પરમેશ્વર આપણને પૂરી શક્તિ આપો એવી હું તેની પાસે નમ્રપણે પ્રાર્થના કરૂં છું. ૧૯૧૭ કિંવા બહુ બહુ તો ૧૯૧૮ ની સાલમાં-યુદ્ધ સમાપ્તી પછી-સ્વરાજ્યની ધ્વજા ફરકાવવામાં આપણે સમર્થ થઇશું એવી આશા પ્રદર્શિત કરી હું રજા લઉં છું. (તાળીઓ)

---

## વ્યાખ્યાન ૨ જું.

# સ્વરાજ્ય.

(લખનૌ સ્વરાજ્ય-પરિષદ તા૦ ૩૦ મી ડીસેંબર સને ૧૯૧૬)

**બિસાંટ બાઈ અને મ્હારા મિત્રો !**

હું આજ અહીં વ્યાખ્યાન આપવાને આવ્યો નથી; અને તમે બે બોલ બોલવાની આજ્ઞા કરશો એવું પણ મને લાગતું ન્હોતું. પરંતુ સ્વરાજ્યનો વિષય એવો તો મોહક છે કે બે બોલ બોલવા વિના ચાલતું નથી. લખનૌની કોંગ્રેસ સર્વ કોંગ્રેસ કરતાં અત્યંત મહત્વની થઇ છે. કોંગ્રેસના પ્રમુખ સાહેબે પણ કહ્યું હતું કે હિંદુસ્થાનની ખરી રાષ્ટ્રીય પરિષદ એજ થઇ છે. લખનૌરમાં હિંદુ અને મુસલમાન એકત્ર થયા એ ઘણી મહત્વની બાબત બની છે. કેટલાક હિંદુ લોકોને એમ લાગ્યું છે કે મુસલમાનોને આપણે વાજબી કરતા વધારે છુટ આપી છે; પરંતુ મ્હારા મત પ્રમાણે આ આક્ષેપ સયુક્તિક નથી. તેમને આપેલી છુટનો હું હિંદુ તરીકે બિલકુલ પણ પ્રતિરોધ કરીશ નહીં. જ્યારે પોતાનો મુકદમો જીતવાની કોઇને ઓછી આશા રહે છે ત્યારે તે એકાદ વકીલ પાસે જઇને કહે છે કે જો તમે આ કેસમાં મને વિજયી કરશો તો હું તમને અર્ધો લાભ આપીશ. એજ વાત આ પ્રકરણને પણ લાગુ પડે છે. મુસલમાન ભાઇઓની સાહ્યતા શિવાય આ અસહ્ય પરિસ્થિતીમાંથી બહાર નીકળવું અશક્ય છે. જેથી આપણું ધ્યેય સાધ્ય થવા માટે કેટલાક હકો મુસલમાનોને આપવા જોઇએ, અને તે હક્કો આપણે આપીએ તો તેથી કંઇ અહિત થવાનું નથી. પ્રતિનિધિત્વનો હક્ક જેટલા પ્રમાણમાં મુસલમાનોને વધુ મળશે તેટલીજ તમની જવાબદારી વધશે એ કેમ ભુલી જાઓ છો? આજ તમારે એક બળવાન્ અધિકારી વર્ગના હાથમાંથી સ્વરાજ્યના હક્કો મેળવવાના છે. તેઓએ પોતાના હાથમાં સત્તા કેમ રહેશે તેનો પ્રયત્ન કરવાની શરૂઆત કરી છે. અથવા આવો પ્રયત્ન કરવો એ સ્વાભાવિક છે. જો તેની જગાપર તમે હોત તો તમે પણ એમજ કર્યું હોત. અધિકારી વર્ગ આજ સત્તાધારી છે. તેઓ પોતાની સત્તા શા માટે ત્યજી દે? દર વર્ષે કોઇ પણ સ્થળે ભેગા થઇ લાંબા લાંબા ઠરાવો પસાર કર્યાથી

હક્ક પ્રાપ્ત થાય છે એમ જો તમે સમજતા હશો તો તમારી ભૂલ છે. આ કાર્યસિદ્ધિની વચ્ચે અનેક વિઘ્નો આડા આવે છે એ ભૂલતા નહી. આ વિઘ્નોથી તમે ડગમગશો નહી પણ ઉલટા દ્રઢનિશ્ચયી અને ઉપયોગી બનશો એવી મને આશા છે. અધિકારી વર્ગના લોકોએ પણ આ દેશમાં ઘણાં ઉપયુક્ત કામો કીધાં છે. તેઓએ અહીં ઝાડ જંગલ સાફ કરવા માટે ઘણો પ્રયત્ન કર્યો છે. જમીન સાફ થઇ ખરી, પણ પછીનો માત્ર ઉપયોગ છે તે તેઓ કરતા નથી. તેઓને આ જમીન ખેતી કરવા માટે નથી જોઇતી પણ અમે તે જમીનપર ખેતી કરવા માગીએ છીએ. આ બ્યુરોક્રસીના અમલ નીચે હિંદુસ્થાન એકરાષ્ટ્ર થયું છે; અને હવે લોકોએ પોતાનું કર્ત્તવ્ય કરવા તૈયાર થવું જોઇએ. હવે સ્વતંત્રતાનો એક સાહજિક પ્રશ્ન ઉત્પન્ન થાય છે. અંગ્રેજોએ અમને એક કર્યા, તેઓએ અમને શિક્ષણ આપ્યું હવે તેઓએ અસરી યોગ્યતા પ્રમાણે કારભાર અમારા હાથમાં સોંપી દેવો જોઇએ. હું સ્વરાજ્યવાદી છું એમ ખુલ્લી રીતે કહેવામાં હરકત નથી. સ્વરાજ્ય એ કોંગ્રેસનું છેલ્લું તત્ત્વ છે. સ્વરાજ્ય મ્હારો જન્મ સિદ્ધ હક્ક છે, અને તે મને મળવોજ જોઇયે એમ નિશ્ચયથી કહો તો પછી તમને મળ્યા શિવાય રહેશે નહી એવી મારી પૂર્ણ ખાત્રી છે. આ માગણી કાયદેસર છે, અમારી આ માગણીમાં અરાજકતા જેવું કંઇ પણ નથી. પ્રશ્ન એટલોજ છે કે તમે કાર્ય કરવાને તૈયાર છો કે નહી? વધારે કે ઓછું પણ 'કર્મ' કરો તે કદી પણ નિષ્ફળ જવાનું નથી.

હાલની વિકટ પરિસ્થિતિમાંથી મુકત થવાનો એકજ ઉપાય છે કે જેને સ્વરાજ્ય કહે છે. હિંદુસ્થાન એ તમારૂં ઘર છે. ઘરનો કારભાર કારભાર ચલાવવાનો હક્ક હિંદી લોકોને જન્મથી પ્રાપ્ત થયો છે. શું હિંદુસ્થાન એ તમારૂં ઘર નથી? (હા, હા. ના પોકારો) જો તમારૂં ઘર છે તો ઘરનો કારભાર તમારા હાથમાં કેમ નથી? (તાળીયો) ઘર અમારૂં છે, અમારો કારભાર અમેજ જોઇશું. અમને સ્વરાજ્ય જોઇયે છે; પણ તેથી ઇંગ્લંડનો સંબંધ ન જોઇયે એમ કાંઇ થતું નથી. (સાંભળો સાંભળો).

વેદાંત એમ કહે છે કે મનુષ્ય જો પ્રયત્ન કરે તો પરમેશ્વરરુપ થાય છે. હિંદીમાં એક કહેવત છે કે "નર કરણી કરે તો નરકા નારાયણ હો જાય! જો મનુષ્યને નારાયણ થતાં આવડે છે તો અધિકારી

(Beaurocrat) બનતાં શું નહીં આવડે ? (હસાહસ, તાળીઓ). તમારા ભાવી અભ્યુદયપર તમારી પૂર્ણ શ્રધ્ધા રહેવા દો એટલે ઉત્ક્રાંતિના નિયમાનુસાર તમારા હક્ક તમને પ્રાપ્ત થયા શિવાય રહેશે નહી. મ્હારી ખાત્રી છે કે તમે જો નિશ્ચયથી તથા શ્રધ્ધાપૂર્વક આ કાર્ય કરશો તો તમારૂં ધ્યેય એક બે વર્ષમાં પ્રાપ્ત થશેજ. (તાળીઓ).

---

## વ્યાખ્યાન ૩ જું.

# સ્વરાજ્ય અને ચાતુર્વર્ણ્યવ્યવસ્થા.

( કાનપૂર, તા. ૧ લી જાન્યુઆરી સને ૧૯૧૭ )

સજ્જનો !

આટલા જનસમુદાય સન્મુખ રાષ્ટ્રીય ભાષામાં હું ભાષણ કરી શકતો નથી તેથી મ્હારૂં દુર્દૈવ સમજું છું. હિંદી ભાષા રાષ્ટ્રીય ભાષા થવી જોઇયે એવા મતનો હું પણ એક છું; પરંતુ તે ભાષા બરોબર ન આવડતી હોવાથી લાચારીયે મને મ્હારા વિચારો અંગ્રેજી ભાષા દ્વારા જણાવવા પડે છે.

આપ સર્વ લોકો ભેગા થઈ મારૂં જે સન્માન કર્યું છે તે વ્યક્તિનું નહીં પણ જે તત્વોને માટે હું લઢી રહ્યો છું તેનું કર્યું છે. આ પ્રમાણે તે તત્વો પર તમે સાનુતા દર્શાવો છો એમ હું સમજું છું. લખનૌની બેઠક સ્વરાજ્યના ઠરાવને લીધે સંસ્મરણીય થઈ છે. કોંગ્રેસે આજ ઘણું મહત્વનું પગલું લીધું છે. રાષ્ટ્રીય પરિષદ્‌ના ત્રીસ વર્ષના અનુભવથી આજે સિદ્ધ થયું છે કે સર્વ રાષ્ટ્રીય આપત્તિનો 'સ્વરાજ્ય' આ એક ખરો ઉપાય છે. ( તાળીઓ ) દેશને સ્વતંત્રતા મળ્યા શિવાય દેશનું પુરૂનરૂજ્જીવન થવાનું નથી. સ્વરાજ્ય અથવા હોમરૂલમાં જે સ્વતંત્રપણાની ભાવના છે તેના પરજ આપણા દેશનો ઉદયકાળ અવલંબી રહ્યો છે, એમ કહેવામાં બિલકુલ હરકત નથી. અનુભવથી જે શ્રેષ્ઠ પુરૂષ ગણાય છે એવાઓએ એક નિશ્ચયથી જાહેર કર્યું છે કે અધિકારી વર્ગના હાથમાંની સત્તા લોકોના હાથમાં આવ્યા શિવાય હિંદ દેશને જન્મ સિદ્ધ હક્ક પ્રાપ્ત થશે નહી. કલા કૌશલ્ય, ઉદ્યોગ ધંધો, અને શિક્ષણાદિમાં પણ આપણો પાયો ઢીલો

પડયો છે; તેનું કારણ સત્તાનો અભાવ એજ છે. આ સત્તા મળ્યા સિવાય કોઇપણ રીતે આપણી પ્રગતિ થવાની નથી એ ધ્યાનમાં રાખજો. સ્વરાજ્યપર એક આક્ષેપ મુકવામાં આવે છે કે તમે હજી સ્વરાજ્યને પાત્ર થયા નથી; લોકોમાં તમારી હિલચાલથી ઉત્સાહ થતો નથી. પણ આ આક્ષેપનો ચોકખો ઉત્તર આજ અહીંઆ જે જંગી સમાજ એકઠો થયો છે એજ છે. અહીંયા જે આટલા બધા માણસો એકઠા થયા છે, તે સ્વરાજ્યની વાતો સાંભળવાને માટેજ. આ ઉપરથી શું એમ સિદ્ધ થતું નથી કે સ્વરાજ્ય વિષેનો ઉત્સાહ લોકોમાં ઝળકી રહ્યો છે? 'હિંદુ લોકોએ આજ સુધીમાં સ્વરાજ્યનો ઉપભોગ લીધો નથી' આ આક્ષેપ જાણી બુજીને સત્યને ત્યજીને કરવામાં આવે છે. હિંદુ સમાજને ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા માન્ય છે. પુષ્કળ લોકોની એવી માન્યતા છે કે ચાતુર્વર્ણ્ય એટલે ચાર જાતો; ચાતુર્વર્ણ્ય પાલન એટલે એક જાતીના મનુષ્યે બાજી જાતના મનુષ્યનું અન્ન વર્જ્ય કરવું એ છે. આ ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા અનુવંશિક છે એમ કેટલાકો માને છે. પણ આ કલ્પના પ્રાચીન કાળની નથી. **गुणकर्म विभागशः** એટલે ગુણ અને કર્મને લીધેજ ચાતુર્વર્ણ્ય સિદ્ધ થાય છે, એમ ગીતા સ્પષ્ટ કહે છે. ખરા ક્ષત્રિયો શું આજે આપણામાં કોઇ દેખાય છે કે? આપણામાંનો એક પણ માણસ ખરો ક્ષત્રિય નથી. દેશના રક્ષણનું કામ હાલ અંગ્રેજ લોકો કરે છે અને તેથીજ તેઓ ખરા ક્ષત્રિય કહેવાય છે. કાનપૂર શહેર એક વેપારનું કેંદ્રસ્થાન છે પરંતુ તમે જરા ઉંડો વિચાર કરી જોશો તો તમને એમ જણાશે કે આપણો વેપાર ધંધો બીજા લોકોના હિતને માટે ચાલે છે. આપણો વૈશ્ય વર્ગ યુરોપિયન વેપારી વર્ગને નમીને ચાલે છે. એક વખત બ્રાહ્મણોને એવો અભિમાન હતો કે આખા દેશનો પાયો અમારાપરજ રહેલોછે. પરંતુ આજે બ્રાહ્મણો એટલા બધા દુબળા થઇ ગયા છે કે પોતાના દેશનું રક્ષણ બીજાની સાહ્યતાથી કરવું પડે છે. ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા આજે એવી રીતે પરાધીન તથા નિઃસત્વ થઇ ગઇ છે. આપણો સ્વયંસેવક થવાનો હક્ક અને હથિયારો ઉંચકવાનો હક્ક નષ્ટ થયો છે અને સેનાની મોટી મોટી જગાપર અમને દાખલ કરવામાં આવતા નથી. માણસો તો ઘણા પડયા છે પણ કર્ત્તવ્યનો લોપ થયો છે. દેશની સ્થિતિ ચોતરફથી શોચનીય થઇ પડી છે તમે ખરા ક્ષત્રિય હશો અગર બ્રાહ્મણ હશો પણ તમે શું વર્ણવિહિત કર્મો કરો છો? બ્રિટિશ

છત્ર નીચે રહી તેમની સહાનુભૂતીથી આ વિહિત કર્મો કરાવવા તથા સમાજમાં જાગૃતિ ઉત્પન્ન કરાવવી એ સ્વરાજ્યવાદીઓનું મુખ્ય કર્ત્તવ્ય છે. આ એ કાયદેસર નથી એ બરોબર ધ્યાનમાં રાખજો. અમને સામ્રાજ્ય જોઇયે છે. અમે સામ્રાજ્યના અવયવો તરીકે રહેશું. (તાળીઓ) અમે સામ્રાજ્યના પુત્ર તરીકે રહેશું. સામ્રાજ્યના નોકર તરીકે કદીપણ રહેશું નહી! સામ્રાજ્યના જીવંત અવયવો તરીકેજ અમારે રહેવું છે. આ ઉદ્દેશ સફળ કરવા માટે, નોકરપણું ત્યજી દેવાને માટે, તમારા ઘરનો કારભાર સરખી રીતે ચલાવવાને માટે તથા તમારા જન્મસિદ્ધ હકો પ્રાપ્ત કરી આપવાને માટે આ અમારી સ્વરાજ્યની ચળવળ ચાલુ થઇ છે. (તાળીઓ) હિંદુસ્થાન આ તમારૂં ઘર છે કે? (હા, હા ના પોકારો) તો પછી તમારા ઘરના તમે માલીક નથી એમ કોઇ કહી શકશે કે? બીજાના ઘરમાં જેવી વ્યવસ્થા ચાલે છે તેવી વ્યવસ્થા અમારા ઘરમાં પણ થવી જોઇયે એમ તમારે હકકથી કહેવું જોઇયે. જે ન્યાય નીતિને લીધે, જે આધ્યાત્મિક સ્ફૂર્તિને લીધે તથા જે તત્વજ્ઞાનને લીધે હિંદુસ્થાનની કીર્ત્તિ આજે સર્વ જગતમાં ટંકાર કરી રહી છે, તેમના વતી હું તમને આવ્હાન કરૂં છું કે દેશબંધુઓ જાગ્રત થાઓ! અને આ મ્હારા ઘરનો કારભાર છે એમ જાહેર કરો (તાળીઓ) આ તમારો હકક છે, આ હકક કોઇ છીનવી શકતો નથી, તમે સ્વરાજ્યને-ઘરનો કારભાર ચલાવવાને-પાત્ર છો, લાયક છો; પણ તમારી આખો હજી ઉઘડી નથી. વાઘ અને મેંઢાની એક વાત પ્રસિદ્ધ છે. તે હું તમને કહું છું. એક વાઘ હતો તે જન્મથીજ મેંઢાના સહવાસમાં રહેતો હતો. આગળ જતાં તેને એમ લાગ્યું કે હું એક મેંઢોજ છું! એટલુંજ નહી પણ તે પોતાની મૂળ ગર્જના ભૂલી જઇ મેંઢાની માફક એં એં કર લાગ્યો! આબેહુબ તે મેંઢારૂપ બની ગયો! એક સમયે તે પાણી પીવાને નદીપર જતો હતો ત્યારે તેને પોતાનું પ્રતિબિંબ દેખાયું. તેજ ક્ષણે તેને પોતામાં અને મેંઢામાં જે ફરક દેખાતો હતો તે તેના ધ્યાનમાં આવ્યો. પોતાના સ્વરૂપની ખરી ઓળખાણ આજ છે. તમે પણ તમારા સ્વરૂપને જયારે ઓળખતા થશો ત્યારે તમારા ધ્યાનમાં આવશે કે આપણે પણ બીજા સંસ્થાનોની માફક સ્વરાજ્ય ઉપભોગવાને પાત્ર છીયે. સ્વરાજ્ય તમને મળશે; તેમાં કોઇથી પ્રતીબંધ થઇ શકનાર નથી. કોંગ્રેસે આ પ્રશ્ન હાથમાં લીધો હોવાથી આ કાર્ય માટે યોગ્ય માણસો આગળ આવશે

એવી મને આશા છે. જાપાની લોકો કરતાં તમે ઓછી યોગ્યતાના નથી, પણ જુઓ! જાપાને પોતાની ઉન્નતિ કરી લીધી છે. અને તમારામાં મનુષ્યબળનો કિંવા શકિત બળનો અભાવ છે એમ કહેવા કરતાં તમારી ઇચ્છાશકિતની હજી વૃદ્ધિ થઇ નથી એજ ખરૂં કહેવાશે. ઇચ્છાશકિત એક પ્રબળ શકિત છે; અને આ શકિતની તમે ઉપાસના કરશો તો બીજી કોઇપણ શકિત તમારી સિદ્ધીને હેરાન કરી શકશે નહીં. પોતાની ઇચ્છા શકિત વધારવાને માટે બ્રાહ્મણો પણ રોજ પ્રાર્થના કરે છે અને તેને લીધે બ્રાહ્મણોની ઇચ્છા શક્તિ વધે છે. દર રોજ સવાર સાંજ મ્હારા હક્ક મને મળવા જોઇએ એવી જો ઇશ્વર પાસે તમે પ્રાર્થના કરશો તો તમારૂં ધ્યેય સાધ્ય થયા શિવાય રહેશે નહીં. પ્રાર્થના કરવી છોડી દેતા નહીં. પ્રાર્થનામા એક પ્રકારની શક્તિ હોય છે. પ્રાર્થના કરનારાનો હેતુ સાધ્ય થાય છે. પ્રાર્થના કંઇ પરમેશ્વના માટે નથી કરતા પણ તમારા હિતને માટે કરો છો. તમારી પ્રાર્થના વગર પરમેશ્વરનું કંઇ અટકી રહેતું નથી. તમે જો ઉદ્યોગ કરશો તો પરમેશ્વર તમને સાહ્ય કરશે. પરમેશ્વર! મને સ્વરાજ્ય આપ એવી પ્રાર્થના કરશો તો તમારી શ્રદ્ધા દ્રઢ થશે. આ આત્મવિશ્વાસ ધારણ કરો તો સ્વરાજ્ય તમારી પાસેજ છે. (તાળીઓ) છેવટે તમે મ્હારૂં જે અપૂર્વ સન્માન કર્યું છે તેના માટે હું તમારો ફરીથી આભાર માની બેસી જવાની રજા લઉં છું. (તાળીઓ).

---

## વ્યાખ્યાન ૪ થું.

# સ્વરાજ્ય.

(નાગપૂર ચિટણીસપાર્ક તા૦ ૭ મી જાન્યુઆરી સને ૧૯૧૭)

**પ્રમુખ શાહેબ, અને સભ્ય ગૃહસ્થો,**

તમે અહીં મ્હારો સન્માન કરવા માટે ભેગા થયા છો એમ જો હું કહીશ તો મને મુર્ખતાનો દોષ લાગ્યા શિવાય રહેશે નહીં. તમારા આ સનમાનને, ઉત્સુકતાને, તથા સત્કારને હું ખરેખર પાત્ર નથી. આ અપૂર્વ સમારંભ અને આ તમારી ઉત્સુકતા એક વિશિષ્ટ કાર્ય માટે છે, તાલીઓ) અને તે કાર્યનો હું એક પ્રતિનિધી છું. એ કયું કાર્ય છે? તે સર્વ કોઇ જાણે છે; છતાં તેનો એક વખત ઉચ્ચાર કરવો જોઇએ તે

માટે હું કહું છું કે એ કાર્ય 'સ્વરાજ્ય' છે. (તાળીઓ) આટલા પ્રચંડ જનસમાજમાંથી આ વિષયપર બોલવાં યોગ્ય મ્હારા સિવાય બીજો કોઇ પણ માણસ નથી એમ હું કહેતો નથી. વિદ્વતા, સંપતિ અને ધૈર્યાદિ ગુણોમાં મ્હારા કરતાં વધુ શ્રેષ્ટ પુરૂષો આ સભામાં, આપણા દેશમાં, તથા અન્ય સ્થળે પણ છે. (કોઇપણ નથી એવો ધ્વનિ) જે પ્રમાણે ખાણોમાં અનેક પત્થરો હોય છે તથાપિ 'દેવ' થવાનું ભાગ્ય કોઇકજ પત્થરના નસિબમાં હોય છે તે પ્રમાણે મારી પણ એક પત્થરના જેવી બાબત છે, હવે જો પત્થર પોતે ભગવાન છે એમ માનવા લાગે કિંવા ભકત લોકો પત્થરનેજ દેવ સમજવા લાગે તો તે યોગ્ય ગણાશે નહિં; તેથી હું તમને વિનંતી કરૂં છું કે પત્થરને 'ઇશ્વર' સમજતા નહીં. કેટલાક શહાણા લોકો—કે જેઓની દષ્ટીએ—મૂર્તિ પૂજા એ એક જંગલીપણું છે, એમ સમજે છે. પણ મૂર્તિની જગાએ પરમેશ્વરની ભાવના રાખવી જોઇયે એમ શાસ્ત્ર માં કહેલું છે. જો આ ભાવના હશે તોજ ભકતોને લાભ થશે. મતલબકે કાર્યને ઠેકાણે ભાવ રાખો એજ મ્હારૂં કહેવું છે તમને મૂર્તિ જોઇતી હોય યા મ્હારી મૂર્તિ બનાવવી હોય તો બનાવજો; પણ સ્વરાજ્ય મળ્યા સુધી તેની ભાવના માત્ર કાયમ રાખજો. મુર્ત્તિ ચાલી જશે, હું ચાલ્યો જઇશ, પણ તમારી કાર્યનિષ્ટા કાયમ રહેવી જોઇયે. આજનો પ્રસંગ વ્યાખ્યાનનો નથી અને મેં પણ તેના માટે તૈયારી કરી નથી. સ્વરાજ્યના વ્યાખ્યાનોથી તમારી ઇચ્છા તૃપ્ત થાય એ અશકય છે. વ્યાખ્યાનોના દિવસો ગયા. વ્યાખ્યાનોની સ્થિતિમાંથી આજ આપણે આગળ વધ્યા છીએ. હવે કાર્ય કરવાના તથા સ્વાર્થત્યાગ કરવાના દિવસો આવ્યા છે. એક રીતે કહીયે તો આ દિવસો હિંમતથી કાર્યં કરવાના છે. દશ વર્ષ પૂર્વે હું જ્યારે અહીં આવ્યો હતો તે વખતના અને આજના રાજકીય વાતાવરણમાં ઘણા મહત્વનો ફરક થયો છે. તે વખતે 'સ્વરાજ્ય જોઇયે કે ન જોઇયે? 'સ્વરાજ્યથી ફાયદા છે કે નુકશાન છે?' અને 'સ્વરાજ્ય મળશે કે ન મળશે?' આ પ્રશ્ન વિષે મતભેદ હતો. પરંતુ આજ લખનૌમાં સર્વ પક્ષનું સમાધાન થયું છે, અને એમ ઠરાવવામાં આવ્યું છે કે સ્વરાજ્ય માગવું ઇષ્ટ છે! (તાળીઓ) દશ વર્ષ પૂર્વે આ પ્રમાણે ઐક્ય ન્હોતું. સ્વરાજ્ય મળશે તો હિંદુઓ આગળ વધશે, મુસલમાનો પાછળ રહી જશે, એવી

રાજયકર્ત્તાઓને કોઈ શહાણાએ સમજ પાડી દીધી હતી; અને રાજયકર્તાઓની પણ એવી સમજ થઇ ગઇ હતી. ( હસાહસ ) આપણી માગણીની વિરૂદ્ધ જે એક બીજી બાજુ છે તે ઍંગલો ઇંડિયનોની છે. આ બીજી બાજુ ગયા અઠવાડિયામાં ઇંગ્લીશમેન, સ્ટેટ્સમેન ઇત્યાદિ વર્તમાન પત્રોદ્વારા માંડવામાં આવી હતી. આ ઍંગ્લોઇંડિયનોની આજપર્યંત એવી તકરાર હતી હતી કે સ્વરાજયની માગણી કરવા માટે હિંદુ-મુસલમાંન એક થયા નથી ! હવે તેઓ કહે છે કે નરમ (Moderate) અને ગરમ (Extremist) એક થયા છે !! (હસાહસ) 'નરમ–ગરમ' એટલે આ લોકોની ભાષામાં 'બકરા–મેંઢા' કહેવાય છે, મુંબઇના માજી ગવર્નર લોર્ડ સિડનહેમે 'નાઇન્ટીન્થ સેંચરી' નામના માસિક પુસ્તકમાં એક લેખ લખ્યો છે. તેઓ સ્પષ્ટ કહે છે કે "આ હિંદી લોકોને આજ સુધીમાં જે કંઇ આપવામાં આવ્યું છે તેનાથી વધુ હવે કંઇ પણ આપવામાં આવશે નહીં. એમ સરકારે જલદી જાહેર કરી નાખવું જોઇયે. રાણીનું જાહેરનામું વ્યર્થ છે. મોર્લિએ જે કંઇ કહ્યું, તે સર્વ જૂઠું છે અને રાજાએ જે કંઇ આશ્વાસન આપ્યું છે તે મૂલ્ય વગરનું છે. એમ જાહેર કરવામાં આવશે તોજ સામ્રાજયનો પાયો મજબુત રહેશે." ( 'ધિઃક્કાર, ધિઃક્કાર' એવો ધ્વનિ ) આ પ્રમાણે આપણા વિરૂદ્ધ બાજી ગોઠવવામાં આવી છે. સ્વરાજય આપો એમ એક પક્ષ કહે છે; ત્યારે જાહેરનામું જૂઠું છે, હિંદુસ્થાનને કંઇ પણ મળશે નહીં ખોટી આશા છોડી દો એમ બીજો પક્ષ કહે છે. સ્વરાજયને માટે બુદ્ધીબલ, શરીરબલ અને દ્રવ્યબલ જોઇયે છે .તે સર્વ અર્પણ કરવા તૈયર થાઓ સ્વરાજય શિવાય બીજું કંઇ પણ આંખો પાસે લાવતાજ નહીં (તાળીઓ) તમારી શક્તિથી, બુદ્ધિથી અને એક નિષ્ઠાથી જે કંઇ કરવું શકય લાગે તે કરવા તૈયાર થાઓ એમ મ્હારૂં કહેવું છે. વાદવિવાદ ચલાવવાનો, મતભેદ દેખાડવાનો કે બકબક કરવાનો આ વખત નથીં. કોંગ્રેસમાં કેવળ ઠરાવો પસાર કરવાથી કંઇપણ વળવાનું નથી. હવે તો માત્ર સ્વરાજયનેજ વળગી રહેવાનું છે. હવે સ્વરાજય કાયદેશર ઠરાવવામાં આવ્યું છે. સ્વરાજય પ્રાપ્ત કરવા માટે લોકોની સાહ્યતા માગવી એ પણ કાયદેશરજ છે. સંકટો આવશે તેના સામે થયા શીવાય કોઇ પણ બાબત સાધ્ય થવાની નથી. હું સ્વરાજયવાદી છું, મને સ્વરાજય જોઇયે છે હું તેના માટે તન મન અને ધન

અર્પણ કરવા તઈયારછું. એમ પ્રતીપક્ષીઓને કહેવા આપણે તૈયાર થવું જોઇએ. અમે આ હીલચાલ કરીયે છીએ તેમાં અમારો સ્વાર્થ છે, એમ કેટલાકોને લાગે છે. પણ સ્વરાજ્યની ચળવળ એ કંઇ વેપાર કે પુરાણ નથી. આપણે આ કાર્ય માટે ધર્મબુદ્ધીથી ખટપટ કરવી જોઇયે. આપણો ધર્મ, આપણું જીવિત એ સર્વ સ્વરાજ્ય શિવાય વ્યર્થ છે એવી બુદ્ધી જાગ્રત થવી જોઇયે. મુસલમાનોની પરિષદમાં જે ભાષણો થયાં હતાં તેમાં સ્વરાજ્ય એક ધાર્મિક બાબત છે એમ કહેવામાં આવ્યુ હતું.

સામ્રાજ્ય અમને જોઇયે છે, સામ્રાજ્ય ની સહાનુભૂતિથીજ અમારો ભાગ્યોદય થવાનો છે, આ વાત હવે સ્પષ્ટ થઇ છે. ઇંગ્લીશ લોકોને હાંકી કહાડો એમ કહેનારાને હવે મૂરખમાં ગણવામાં આવશે. અમારા દેશમાં પારસીઓ આવ્યા, મુસલમાનો આવ્યા, જૈનો આવ્યા અને બીજા લાખો માણસો આવ્યા; શું તેઓને અમે હાંકી કાઢ્યા હતા? અને અંગ્રેજો જો અહીં આવી વસે તો તેમાં અમને ફાયદોજ છે. અમારૂં કહેવું એજ છે કે રાજ્ય કારભાર હિંદી લોકોના હાથમાં રહેવો જોઇયે. આ રાજદ્રોહી છે, આ ફલાણો છે એમ સતાવવાના દીવસો હવે રહ્યા નથી હવે તો શાંતતા ના અને સુખના દહાડા આવી પોંચ્યા છે. પરમેશ્વર તમારી પ્રાર્થનાને યશ આપો એવી પ્રાર્થના કરી તથા તમે મ્હારૂં ભાષણ શાંતપણે સાંભળી લીધું છે તે માટે હું ફરીથી તમારો આભાર માની બેસી જવાની રજા લઉં છું.

---

## વ્યાખ્યાન ૫ મું.

# સ્વરાજ્ય

(યવતમાલ, તા. ૯ મી જાન્યુઆરી સને ૧૯૧૭.)

**પ્રમુખ સાહેબ તથા દેશ બંધુઓ,**

તમે મને અહીં બોલાવી મ્હારો સન્માન કર્યો છે અને મને જે માનપત્ર અર્પણ કર્યું છે તે માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. હું કાંઇ મ્હારા પોતાના કાર્ય માટે અહીં આવ્યો નથી. અમે શી હિલચાલ કરવા માગીયે છીયે તે આ જિલ્લાના લોકો હવે જાણી

શકયા છે; અને આ સભા ઉપરથી મને એમ લાગે છે કે આપણા કાર્ય ને તમે મનઃ પૂર્વક સાહ્ય કરશો. આ કાર્યને તમારે શી મદદ કરવી જોઇયે? તેના માટે તમારે કયા સાધનો ઉપયોગમાં આણવા જોઇયે? હાલની પરિસ્થિતિ કેવી છે? આ વિષે મ્હારે વિવેચન કરવાનું છે. દશ બાર વરસ પહેલાં હું અહીં આવ્યો તે વેળાની અને આજની પરિસ્થિતિમાં ઘણો ફરક થયો છે. આ સ્થિત્યંત્તર જોવા માટે હું જીવતો રહ્યો તે માટે ઇશ્વરનો આભાર માનું છું. પૂર્વે રાજકીય સુધારાની બાબતમાં તીવ્ર મતભેદ હતો. દાદાભાઇ નૌરોજજીએ પોતાના કલકત્તાના ભાષણમાં સ્વરાજ્યનો ઉલ્લેખ કરી તે ઠરાવ પસાર કર્યો હતો. સ્વરાજ્ય જો કે સંસ્કૃત શબ્દ છે તથાપિ તે દરેક લોકોના મનમાં ઘોળાયાજ કરે છે. 'સ્વરાજ્ય'નું અંગ્રેજીમાં ભાષાંતર કરીયે તો 'હોમરૂલ' થાય છે સ્વરાજ્યનો અર્થ આપણે સહેલી ભાષામાં કરીયે તો 'આપણા ઘરનો કારભાર આપણે જોવો' એમ થાય છે. પોતાના ઘરની વ્યવસ્થા કોઇ ગુમાસ્તાને સોંપે કે? ગુમાસ્તો એ તો ફક્ત એક નોકર છે. જ્યારે મનુષ્ય પોતાની યોગ્યવયમાં આવે છે ત્યારે પોતાના ઘરની વ્યવસ્થા પોતે જોય છે; અને તે તદ્દન સ્વાભાવિક છે પોતાના ઘરની વ્યવસ્થા જોવાનો અધિકાર ફક્ત ગાંડા તથા અજ્ઞાનીઓનેજ નથી! પરંતુ અજ્ઞાનતા તથા ગાંડાપણું કોર્ટ માર્ફતે સાબીત થવું જોઇયે. ધારો કે મ્હારા ઘરની વ્યવસ્થા એક નોકરને સોંપી, તો શું તેના પર મ્હારે અધિકાર ન ચલાવવો જોઇયે? આ ગામ, આ તાલુકો, આ જિલ્લો અને આ દેશ એ મ્હારૂં ઘર છે. આ એક ઘરની વિસ્તૃત કલ્પના છે. હિંદુ, મુસલમાન, મારવાડી, ગુજરાતી, મદ્રાસ અને મહારાષ્ટ્રીયોના મનમાં ઘરની કલ્પના ઉત્પન્ન થવાથી આ અમારી સ્વરાજ્યની માગણી એક દિલથી થઇ છે. આ સ્વરાજ્યનું તત્ત્વ મનુષ્યના જન્મકાલથી ચાલ્યું આવ્યું છે. કદાચ 'હોમરૂલ' નો શબ્દ નવીન હશે પણ તેની કલ્પના પ્રાચીન કાલનીજ છે. મનુસ્મૃતિ એ અમારો કાયદો છે. આ મનુસ્મૃતિ રાજાએ બનાવી નથી; પણ ઉત્કૃષ્ટ પુરૂષ, સાધુ પુરૂષ તથા આપણા પ્રાચીન નેતાઓની સલ્લાહથી બનાવવામાં આવી હતી. 'સ્વરાજ્ય' એ શબ્દ વેદાંતમાંનો છે. જો કે તેની કલ્પના કંઇક જુદી હશે તથાપિ તે પ્રાચીન કાલીન છે હિંદુસ્તાનમાં અનેક રાજાઓ થઇ ગયા છે પણ તેઓએ ગ્રામ સંસ્થા બંધ ન પાડતાં ઉલટું તેને ઉત્તેજન આપ્યું છે. વ્યાપારિ તંટાઓ ગ્રામસંસ્થા માર્ફતે બંધ પાડવા એવો મનુસ્મૃતિમાં કાયદો છે.

રાજાએ પણ 'જ્યૂરી' માર્ફતેજ વ્યવહાર ચલાવવો. જે હિંદુસ્તાને પૂર્વે સ્વરાજ્ય ભોગવ્યું હતું, જે હિંદુસ્તાનમાં પૂર્વે સામ્રાજ્યો થઇ ગયા હતા, તે હિંદુસ્તાન દેશ કંઈપણ જાણતું નથી એમ કહેવું એ હિંદુસ્તાનનું અપમાન કરવા બરોબર છે. સ્વરાજ્યનું તત્ત્વ ઘણું જૂનું છે, આ વાત પૂરાવાથી સાબીત થઇ છે. રાજા આ જોઇયે કે બીજો જોઇયે ? એ ન જોતાં તે અમારા હક્ક ધુળમાં મેળવે છે કે શું ? એજ ફક્ત જોવામાં આવતું હતું. અંગ્રેજ સરકારને એક છત્રી રાજ્ય કરવું હતું તેથી તેઓએ જૂની પદ્ધતિ કહાડી નાંખી. અંગ્રેજ સરકારનું રાજ્ય અમને ન જોઇયે એમ અમે કહેતા નથી પણ અમારા હક્ક અમને પાછા મળવા જોઇયે એમ અમે સરકાર પાસે પોકારી રહ્યા છીયે. અમારી સરકારે મ્યુનિસિપાલિટીના અધિકારો આપી અંશતઃ અમારૂં કહેવું કબુલ કર્યું છે, ત્યારે આ તત્ત્વને જરા વિશાળ સ્વરૂપ આપો એજ અમારૂં કહેવું છે. હાલની બાદશાહાની રાજ્ય પદ્ધતિમાં ફેરફાર કરવાનો અમારો બિલકુલ વિચાર નથી, ફક્ત તે હક અમારે સરકાર પાસેથીજ માગી લેવાના છે. આટલું અમે સ્પષ્ટ કહીયે છીયે છતાં પણ શું તે રાજદ્રોહ છે ? મને બે રૂપિયા વધારે જોઇએ એવો છોકરાએ પોતાના બાપ પાસે હઠ કર્યો તો શું તે પિતૃદ્રોહી થયો ? (હસાહસ) છોકરો ઉમર લાયક થાય છે ત્યારે તે પોતાના બાપ પાસેથી હક્ક માગવા લાગે છે, બાપ જો તે હક્ક ન આપે તો તે ફરિયાદ કરે છે. ફરિયાદ કરવી એ કાયદાની દ્રષ્ટીયે મંજુર છે ! (તાળીઓ) એજ વ્યવસ્થા જરા વિસ્તૃત કરો એટલે થયું સ્વરાજ્ય ! સો વર્ષ પહેલા અમે સ્વરાજ્યને લાયક હતા, વચ્ચે થોડો વખત સુધી હક્ક માગ્યા નહીં તેથી અમે કંઇ અપાત્ર કહેવાઇએ નહીં. અમારો વિદ્યાર્થી અવસ્થાનો વખત ગયો, અમે હવે ગૃહસ્થાશ્રમી બન્યા છીએ માટે અમારા હક્ક અમને પાછા આપી દો. સ્વરાજ્ય માંગવામાં રાજદ્રોહ નથી, તેનો કોર્ટમાર્ફતે ચુકાદો મળી ગયો છે. આ સર્વ ફેરફાર એક દાયદાની અંદર થઇ ગયો છે. તેનું દશ્યસ્વરૂપ લખનૌમાં દષ્ટીએ પડયું છે. 'ઝાડ કાપવાની પરવાનગી જોઇયે' 'મિઠાપરનો કર ઓછો થવો જોઇયે' આવી પરચુરણ માગણીયો અમે ત્રીસ વર્ષ થયા માગ્યા કરીયે છીયે. આ માગણીયો જો કબૂલ કરવામાં આવી હોત તો આજે આવો પ્રસંગ આવ્યોજ ન હોત.

રસોઇ કરવાનો દરેકને હક્ક હોય છે. અમે અમારા નોકરને સત્તરવાર કહ્યું કે આમાં મીઠું ઓછું પડયું છે; તેમાં મરચાં વધારે નાંખ્યા છે. તથાપિ અમારી ઇચ્છાનુસાર રસોઇ તૈયાર થતી નથી. માટે અમે રસોઇ કરવાના હક્ક માગીયે છીએ. અમને મરચાં નહીં ગમતા હોય તો અમે નહી નાંખશું. હિંદુસ્થાનમાં તીખું ન ખાનારા એવા પુષ્કળ લોકો છે! પણ આ અમારા હકકનો સવાલ છે. (હસાહસ) સારૂં થયું કે કોંગ્રેસે આ વાત માન્ય કરી છે. આ માગણીને લખનૌમાં પણ નિશ્ચિતસ્વરૂપ મળી ગયું છે આપણે સ્વરાજ્ય માગીયે છીયે તે અંગ્રેજોને હાંકી કહાડવાને વાસ્તે! એમ આજ દહાડા સુધી પ્રતિપક્ષીયો કહેતા હતા; પણ અમારી માગણીનો આ વિપર્યાસ છે. આજે કોંગ્રેસે સર્વ લોકોની સલ્લાહ લઇ સ્વરાજ્યની પચાસ કલમો નિશ્ચિત કરી છે. હુંપણ એજ માગું છું, એના માટેજ ખટપટ કરૂંછું અને હજીપણ કરીશ. "આ સ્વરાજ્ય માગે છે એટલે આ રાજદ્રોહી થયો; એને તુરંગમાં હડસેલી દો" આમ દમ આપવાના દિવસો ચાલ્યા ગયા. હિંદુ, મુસલમાન, મવાળ અને જહાલ સર્વલોકો એ એક દીલથી સ્વરાજ્યનો ઠરાવ નિશ્ચિત કર્યો છે. હવે ભેદ ફક્ત એટલોજ રહ્યો છે કે ત્હારે ઉદ્યોગ કરવાનો! કે મ્હારે ઉદ્યોગ કરવાનો! સ્વરાજ્ય એટલે ધારાસભામાં લોક પક્ષીય સભા સદોનું વર્ચસ્વ જોઇયે અને ધારાસભાના કાર્યકારી મંડળપર દાબ રહેવો જોઇયે તે. તમે લાયક થશો ત્યારે અધિકાર આપશું એમ કહેવું એ તમને નહી આપવા જેવુંજ છે. લાયકાત તપાસવાનો કંઇ થર્મામીટર થતો નથી કે જેનાવડેતે તપાશી શકાય! (હસાહસ) માગણી નિશ્ચિત થઇ છે, માર્ગ કાયદેશર ઠરાવવામાં આવ્યો છે. આટલા વિઘ્નામાંથી આપણે પસાર થઇ હવે ખુલ્લે રસ્તે આવી લાગ્યા છીયે. આ ઉદ્યોગ કરવાનો વખત છે, જો તમે ઉદ્યોગ કરશો તો યશ મળશે. વિઘ્નો તો તમારી આસંપાસ તાકીનેજ બેઠા છે, તમને સિદ્ધિ પ્રાપ્ત થયા સુધી તે હેરાન કરવાનાજ. હું કહું છું કે વિઘ્નો પણ શામાટે ન આવે? તત્ત્વજ્ઞાનીઓ કહે છે કે "આ જગતમાં દુ:ખનોજ ભાગ અધિક છે" દુ:ખ શિવાય સુખમાં મિઠાશ આવી શકતી નથી. અમને જો સ્વરાજ્ય નહી મળે તો અમારી મૂર્ખલોકોમાં ગણના થશે એવી તમારી ભાવના થવી જોઇયે. તિલક સ્વરાજ્ય માગે છે તેથી હું પણ સ્વરાજ્ય માગું છું

એમ કહેતા નહિ. મને મ્હારા હક્ક જોઇએ છે, હું હવે બાળક નથી અથવા હું ગાંડો થયો નથી; હું હક્ક લેવાને લાયક છું, હું સ્વરાજ્યવાદી છું એમ ધૈર્યતાથી કહો! કોઇ મ્હારા ઉદ્યોગમાં વિઘ્નો નાંખશે તો હું તેના માટે મ્હારૂં સર્વસ્વ ખરચ કરી તે વિઘ્નોને દુર કરીશ એવો મનનો નિશ્ચય કરો.• તમને કોઇ હેરાન કરે તો આમ્હારો હક્ક છે, આ મ્હારો ધર્મ છે એમ સાફ સંભળાવી દેવું. પોતાના હક્કનું પાલન કરવું એ ઇશ્વરનું પૂજન કરવા બરોબર છે. એમ જો તમે ન કરશો તો ઇશ્વરની અવજ્ઞા કર્વાનું પાતક તમને લાગશે! "આ મ્હારો ધર્મ મને જન્મતઃ પ્રાપ્ત થયો છે" આટલા દૃઢ વિશ્વાસથી એક નિશ્ચયથી તથા ધૈર્યતાથી તમે ઉદ્યોગ કરશે તોજ તમારી મુરાદ પાર પડશે. **'स्वधर्मे निधनं श्रेयः'** એમ ગીતા કહે છે. જરૂર પડે તો મરવું એ જોઇયે! મરવું એ બેકાયદેશર કિંવા ઉચ્છૃંખલ વર્ત્તન નથી એ પૂર્ણ ધ્યાનમાં રાખજો. આપત્કાલમાં પોતાનો ધર્મ ન છોડવો એજ જીવિતપણાનું લક્ષણ છે. આ તત્ત્વ જેઓ સમજયા તેઓજ હિંદુધર્મ સમજ્યા! ફક્ત મંદિરમાં જઇને પૂજા કરવી એ કંઇ ખરો ધર્મ નથી, પણ સ્વરાજ્ય માટે એક એક નિષ્ટાથી ઉદ્યોગ કરવો એજ ખરો ધર્મ છે!! જરા આંખો ઉઘાડી તમે જોશો તો તમને દેખાશે કે ઇશ્વર તમને સાહ્ય કરવા તૈયાર છે. લઢાઇને લીધે અમારી રાજનિષ્ઠાની કસોટી થઇ છે. અમારા શૂરવીર સિપાઇઓએ બાદશાહાને ખાતર પોતાના પ્રાણ અર્પ્યાં છે, લોર્ડ સિડેનહેમ તથા ઇતર એંગ્લો ઇંડિયન પત્રકારો કહે છે કે "આ હિંદી લોકોને હવે પછી કંઈ પણ આપવામાં આવશે નહીં, એમ એક જાહેરનામું કાઢી તેઓને પૂર્ણ નીરાશ કરો!" પણ આ 'ડાહ્યા'ઓને એટલી પણ ખબર નથી કે જાહેરનામાથી કંઇ કોઇની નિરાશા થતી નથી. આ 'શહાણા'ઓને મનુષ્યસ્વભાવનું જ્ઞાન નથી. જેઓનો અધિકાર ઓછો થવાનો છે, તેઓનું આ કહેવું છે એ ધ્યાનમાં લાવશો તો સર્વ ખુલાશો થશે! મ્હારૂ વ્યાખ્યાન પુરૂં થયું. મ્હારી બુદ્ધીપ્રમાણે જેટલી સહેલી રીતે તથા જુદી જુદી રીતે મને વિવેચન કરતાં આવડ્યું તેટલું મેં કીધું છે. મ્હારૂં કહેવું તમને યોગ્ય ન લાગ્યું હોય તો તેમાં દોષ મ્હારો છે, આ કાર્યનો નથી. ઇશ્વર તમને યશ આપો એવી મનોભાવથી પ્રાર્થના કરી હું રજા લઉછું.

---

## વ્યાખ્યાન ૬ ઠું.

# સ્વરાજ્યની માગણી.

(કારંજા તા૦ ૧૦ મી જાન્યુઆરી સને ૧૯૧૭.)

તમે આવા સખત તાપમાં મ્હારૂં સ્વાગત કરવા માટે અહીં એકઠા થયા છો એ મારાપર તમારો મોટો ઉપકાર થયો છે. આ ઉપકારનો બદલો હું વાળી શકીશ કે નહીં એ શંકાભરેલું છે, સ્ટેશનનો પ્લેટફોર્મ એ કંઇ વ્યાખ્યાનપીઠ નથી! આ સ્થળે જુદે જુદે ઠેકાણે જવાવાળા લોકોની ગર્દી થાય છે. પોતાને કયા સ્ટેશનની ટિકટ કઢાવવી છે, કયા વર્ગમાં બેસવાથી આપણી સુખ સગવડતા જળવાઇ રહેશે તેના વિચારમાં તથા તેની ધાંધલમાં સર્વ કોઇ મશગુલ હોય છે. રાજકીય બાબતમાં પણ કયાં સ્ટેશનની ટિકીટ કઢાવવી જોઇએ તેનો વિચાર થોડા દિવસપર લખનૌમાં થયો હતો. રાષ્ટ્રીય પરિષદમાં આ વિષયની સાંગોપાંગ ચર્ચા થયા પછી એમ ઠરાવવામાં આવ્યું, છે કે હિંદુસ્તાનને હવે સ્વરાજ્ય સ્ટેશનની ટિકીટ કઢાવવી જોઇયે મુંબઇની ટિકીટ કઢાવવાથી જે પ્રમાણે વચમાં સર્વ ન્હાના ન્હાનાં સ્ટેશનો આવી જાય છે તે પ્રમાણે સ્વરાજ્યની ટિકીટ કઢાવવાથી આપણી સર્વ માગણીઓના સ્ટેશનો આવી જશે. આજે સામ્રાજ્યને તથા સરકારને હિંદુસ્થાનની ઘણી જરૂર ભાસવા લાગી છે. હિંદુસ્થાનને સર્વ રાજકીય હકક આપ્યા શિવાય છુટકો નથી એવો ભાવ અંગ્રેજ મુત્સદ્દીઓના મનમાં ઉત્પન થયો છે. આ વખતે સરકાર સુપ્રસન્ન છે. ક્રોધિષ્ટ કિંવા તીખી થયેલી નથી. આપણી માગણી જો આજે એક દિલથી આપણે માગશું તો તે મળવાનો ઘણો સંભવ છે, એ ધ્યાનમાં રાખજો. આજ દિવસ લગણુ હિંદુ મુસલમાનમાં મતભેદ હતો. આજે સર્વ મતભેદ ચાલ્યો ગયો છે. અમારૂં ધ્યેય નિશ્ચિત થયું છે. ધ્યેય સાધ્ય થાય, સત્તા હાથમાં આવે તો સર્વ કંઇ આપણી મરજી પ્રમાણે થવાનું. બાદશહાની સત્તા તોડી પાડો એમ કોઇપણ કહેતું નથી; પરન્તુ તમે જે નોકરો રાખ્યા છે તે ફકત જવાબદાર રાખો એમ અમારૂં કહેવું છે, પકવાનો કેટલાં મીઠાં થવાં જોઇયે એ અમારે ઠરાવવું જોઇએ.

બીજા લોકો જોઇયે તેટલાં મીઠાં કરે પણ અધિકાર વિનાના પકવાનોમાં ખરી મીઠાશ આવી શકતી નથી. આ રાજ્ય સારૂં છે, એ અમે કબુલ કરીયે છીયે. આજે આગ ગાડી નહોત તો આ સ્ટેશનો પણ ન થયા હોત અને હું પણ અહીં આવ્યો ન હોત, એ સર્વ ખરૂં છે તથાપિ અમને શામાં સુખ છે એ જોવાનો જ્યાંસુધી અમને અધિકાર આપવામાં આવ્યો નથી ત્યાં સુધી અમારૂં સમાધાન થવું અશક્ય છે. દાતા પ્રસન્ન છે, પરિ-સ્થિતિ અનુકૂળ છે; આ વખતે સ્વરાજ્યની માગણી માગશો તો **તમારી મુરાદ પાર પડશે, ખાલી સ્વરાજ્યના લાખો જપ જપ્યા કરશો તો તેથી કંઈ પણ વળવાનું નથી.** આ ઉદ્યોગ માટે મનુષ્ય બળ તથા દ્રવ્ય બળ જોઇશે તે અર્પણ કરવાને તમારે તૈયાર થવું થવું જોઇયે. સંકટો આવશે તે એકનિષ્ઠાથી તથા ધૈર્યતાથી સહન કરવા પડશે.

---

## વ્યાખ્યાન ૭ મુ.

# સ્વરાજ્ય.

(આકોલા તા૦ ૧૧ મી જાન્યુઆરી સને ૧૯૧૭.)

પચાસ વરસ સુધી પાર્લામેંટ આગળ પોકાર કર્યા છતાં જ્યારે પરચૂટણ માગણીઓની અમને દાદ મળી નહીં ત્યારે દાદાભાઇયે “સ્વરાજ્યનું ધ્યેય નજર પાસે લાવો અને તેના માટે પ્રયત્ન કરો” એમ કહ્યું. પરંતુ કોંગ્રેસના પૂર્વસંસ્કારોથી જેઓ બધિર થયા હતા અને જેઓ પુર્વગ્રહનો ત્યાગ કરવાને તૈયાર થયા ન્હોતા તેઓ સ્વરાજ્યના નવીન ધ્યેયને અંતીમ ધ્યેય કહેવા લાગ્યા. ત્યારે બીજો પક્ષ (તરૂણ વર્ગ) એમ કહેવા લાગ્યો કે આ ધ્યેયને જલદી મૂર્ત્તિસ્વરૂપ આપવું જોઇયે. આ પ્રમાણે મતભેદ પડયો હતો, તે વખતેજ હું અહીં આવ્યો હતો. જોકે આ પ્રમાણે અમારામાં મતભેદ હતો, તથાપિ રાષ્ટ્રીહિતની બંનેને કાળજી હોવાથી અમે કયારે પણ એક થઇ જશું એવી મને ખાત્રી હતી; પણ પછીથી મને વખત મળ્યો નહીં! (હસાહસ) તેના પછી છ વર્ષે હું તમારી પાસે આવ્યો. દસ વરસ પૂર્વે હું જે તમને કહેતો હતો તે હવે સર્વ લોકોએ–હિંદુ,

મુસલમાન, પારસી વિગેરેએ માન્ય કર્યું છે. મનુષ્ય માફક દેશને પણ આયુષ્ય હોય છે અને તે મનુષ્ય કરતાં વધારે લાંબુ હોય છે. મનુષ્યનું આયુષ્ય કાળના તાબામાં હોય છે. જ્યારે દેશનું આયુષ્ય રાષ્ટ્રીય વિચારોના તાબામાં હોય છે. હવે સર્વ લોકોના વિચારોનું એક સૂર થવાથી દેશના આયુષ્યમાં વધારો થયો છે. દશ વર્ષમાં જે કાંઇ ફેરફાર થયો છે, તે એજ થયો છે. હવે આપણી સ્વરાજ્યની માગણી કાયદેશર ઠરાવવામાં આવી છે. કહે છે કે:–સ્વરાજ માગો પણ ભાષા વાપરતી વખતે ખબરદાર રહો ? એટલે સ્વરાજ્ય માગો પણ ભાષા વાપરતા નહીં ! શાયલોકને માંસ આપ્યું પણ લોહીનો પ્રતીબંધ કર્યો ! ફળ ખા એમ કહેવાનું, પણ દાંત લગાડતો નહીં એમ કહી મનાઇ કરવી ! (તાળીઓ અને હસાહસ) સ્વરાજ્ય માગો પણ ટીકા કરવી એ પાપ છે એવી ભ્રામક કલ્પના ઉપસ્થિત થઇ. અમને બાદશાહ ન જોઇયે, અંગ્રેજોને અહીંથી હાંકી કાઢો એવો કંઈ સ્વરાજ્યનો અર્થ નથી. જ્યારે સમુદ્રમાં ભરતી આવે છે ત્યારે મોજાં આગળ પાછળ થયા કરે છે. મોજાં જ્યારે પાછાં હઠે છે ત્યારે પાણી નીચે ઉતરે છે, એવો ખોટો ભાસ થાય છે પણ તે દોષ આંખોનો છે. વાસ્તવિક જોતાં મોજાં પાછળ જાય છે તે વધારે પાણી ખેંચી લાવવાને માટેજ. આ પ્રમાણેજ દેશની સ્થિતિ છે. જેમ મોજાં પાછા હઠે છે તેમ દેશની ઉન્નતિ પાછી હઠે છે શું ? આ પ્રમાણે ખોટો ભાસ કેટલાક લોકોને થયો હતો. પણ હવે તે દૂર થયો છે. હવે આખા દેશે એકમતથી સ્વરાજ્યની માગણી કરી છે અને તે મેળવવા માટે પ્રયત્ન કરે છે. જો આવી રીતે તમે વિચાર જાગૃતિ નિર્માણ કરશો નહીં અને આ સંધિનો લાભ લઇ ઉદ્યોગ કરશો નહી, તો આ સોનાં જેવી સંધિ વ્યર્થ જશે અને જગતમાં તમે કાયમના નાદાન લેખાશો (નહી નહીના પોકારો) તો પછી જાગૃત થાઓ ! અહીંના લોકોની અને વિલાયતના લોકોની બુદ્ધિ જાગૃત કરો. આવો યોગ ફરીથી આવવાનો નથી સંસ્થાન, હિંદુસ્તાન અને ઈંગ્લાંડ એ સર્વ દેશ એક રાષ્ટ્રરૂપ થવા જોઇયે. આ સર્વના જીવ એક થવા જોઇયે. આમાંથી કોઇને અવનત સ્થિતિમાં રાખી ચાલવાનું નથી. સમાનતાથી પ્રેમ વધે છે અને પ્રેમથી એકજીવ થાય છે. આ પ્રમાણે જ્યારે બ્રિટીશ સામ્રાજ્ય એક જીવ થશે, આ પ્રમાણે જ્યારે બ્રિટિશ સામ્રાજ્ય એકરાષ્ટ્ર થશે, ત્યારે તેની તરફ કોઇપણ આડી નજરથી જોઇ શકશે નહીં. સંસ્થાનોનું પણ

એજ કહેવું છે, અને એ બરાબર છે. આખા સામ્રાજ્યમાં હિંદુસ્થાન જેટલો બીજો કોઇ મ્હોટો ભાગ નથી. હિંદુસ્થાને આ મહાયુદ્ધમાં સામ્રાજ્યને મદત કરી છે, અને આના કરતાં પણ વિશેષ મદદ કરી હોત. આટલી મોટી લોકસંખ્યામાંથી ચાર પાંચ લાખ સૈન્ય એટલે કંઇજ નહિ. ઓછી મદદ મળવાનું કારણ અધિકારી વર્ગને સરખી રાજ્યવ્યવસ્થા ચલાવતાં આવડતી નથી એ છે. આ દોષ અધિકારીવર્ગનો છે. આ રાજ્યપદ્ધતિને લીધે રાષ્ટ્રને રાષ્ટ્રપણું ભાસતું નથી. મ્હારો દેશ, મ્હારૂં સામ્રાજ્ય, એવી લાગણી જ્યારે લોકોમાં નિર્માણ થાય છે. ત્યારેજ લોકો પોતાના પ્રાણ આપવા તૈયાર થાય છે. મરીશું તો સ્વર્ગ અને જીવીશ તો સ્વરાજ્ય એમ જ્યારે કહેવાયું, ત્યારેજ ક્ષત્રિયવર્ગ નિર્માણ થયો. એવી બુદ્ધી અમારા લોકોમાં અધિકારીવર્ગે નિર્માણ કરી નથી. હું મરી ગયો તો મને નહીં પણ મ્હારા બાલબચ્ચાંઓને સ્વરાજ્ય મળશે, એવી બુદ્ધી અહીંના લોકોમાં જાગૃત કરવા માટે હાલની રાજ્યપદ્ધતિ યોગ્ય નથી. અમે પારકા છીયે, એવી અમારા ઉલટી સમજણ હાલની રાજ્યપદ્ધતીએ પાડી દીધી છે. આ સમજ જ્યારે નષ્ટ થશે, ત્યારે લાખો નહીં પણ કરોડો માણસો સામ્રાજ્ય માટે મરવા તૈયાર થશે; (તાળીઓ) અને લશ્કરનું ઓછાપણું જરાએ ભાસશે નહી. પણ આ રાજ્યવ્યવસ્થા બદલવી જોઇયે. તેના શિવાય શકય નથી (તાળીઓ) અને સ્વરાજ્ય આપ્યા શિવાય કંઇ પણ થશે નહીં. સ્વરાજ્ય આપવાથી કેવળ અમારૂંજ હિત નથી પણ સામ્રાજ્યનું એ હિત છે. આ બંનેના હિતનો સવાલ છે. પણ પચાસ વર્ષની સત્તા ઉપભોગનારા સિવિલિયનોને આ વાત કેમ રૂચશે? મને પણ રૂચી ન હોત. પણ **આ સવાલ ૩૦ કરોડ લોકોનો તથા સામ્રાજ્યના ભલાનો છે, કંઈ પાંચ સાતશો સિવિલિયનોનો નથી.** તમે કંઇ નહી કરો તો દૈવ અનુકૂલ હોવા છતાં પ્રતિકૂળ થશે. (નહીં નહીં ના પોકારો) તો પછી હિંદુસ્થાનના દરેક ખુણાખાચાઓમાંથી તથા વિલાયતમાંની દરેક સભાઓમાંથી 'હીંદુસ્થાનને સ્વરાજ્ય જોઇયે છે' એવો ધ્વનિ નિકળવા દો. હિંદુસ્થાનની રાજ્ય વ્યવસ્થા પાર્લામેંટ પાસેથી બદલાવવી જોઇશે. આ કામ આપણે તત્તમાં કરવાનું છે. આને માટે પૈસા જોઇશે, લોકમતમાં જાગૃતિ કરવી જોઇશે. આને માટે ખટપટ કરવી જોઇશે. "મિલાકીના

ગળામાં ઘંટ બાંધવો, પણ બાંધે કોણ ?" એવો પ્રશ્ન ઉપસ્થિત થવા દેવા નહીં. કણબીને જો પુછવામાં આવે તો તેણે નિંદ્રામાં 'મ્હારા દેશને સ્વરાજય જોઇયે છે, એમ કહેવું જોઇયે. આ કાર્ય માટે સ્વરાજ્ય સંઘના સભાસદ થાઓ અને તેનો પ્રસાર કરો, બાયલાપણું ન રાખો, જે જોઇયે તે જોઇયેજ ! આ કોલાહલ પાર્લામેંટના કાનપર પોંચી જવો જોઇયે. આના માટેજ સ્વરાજય સંઘ ઉદ્યોગ કરે છે, પણ તમે સર્વ બાજુએ ટેકો આપશો તોજ આ કાર્ય ફળીભૂત થશે. પ્રયત્ન કર્યા વગર કંઈ થતું નથી, એ વિસરતા નહીં. બુદ્ધીનું કામ પુરૂં થયું છે, હવે મનોવૃત્તિ જાગૃત કરી કાર્ય કરવા મંડી પડો. આ જાગૃતિ સામાન્ય લોકોમાં જલદી આવે છે, પણ સુશિક્ષિત લોકોમાં આવતી નથી. તમે સ્વરાજ્ય સંઘના સભાસદ થાઓ એમ હું ફરીથી તમને કહું છું. પોલીસ ડરાવશે; તેઓ અસમજણને લીધે એમ કરે છે. તમે સ્વરાજયને નાલાયક છો એમ કહેનારાઓથી ફસાતા નહીં. આપણે સ્વરાજ્ય ઉપભોગ્યું છે, તે ચલાવવા તૈયાર છીયે, પણ આપવાવાળોજ કોઇ નથી. હાલ દૈવ અનુકૂળ છે, આપણી માગણી ન્યાયની છે. જો તમે ખટપટ કરશો નહીં, તો સર્વ દોષ ભાવી પેઢી તમારા માથાપર મૂકશે.

---

## વ્યાખ્યાન ૮ મું.

# સ્વરાજય સંઘનું કાર્ય.

(ચિકોડી તા૦ ૧૩ મી એપ્રીલ ૧૯૧૭)

આપણા ઉદ્યોગને માટે આ કેવો અનુકૂળ વખત છે તેની કેટલાક લોકોને કલ્પના નથી. બ્રિટીશ સામ્રાજ્યપર આ પ્રસંગ આવ્યાથી સામ્રાજ્યને ચિરસ્થાઇ રાખવા માટે કંઇક નવીન ઘટના કરવી આવશ્યક છે. અમાર માટેજ નહીં પણ સામ્રાજયની સુદ્રઢતાને માટે હિંદુસ્થાનને સ્વરાજ્ય મળવું જરૂરનું છે, એમ કહેવાનો આ વખત આવ્યો છે. અમને સામ્રાજય જોઇતું હતું તેથીજ અમે સરકારને આટલા પૈસા આપ્યા. હવે તમને આ સામ્રાજય જોઇયે છે કે? એવો અમારો પ્રશ્ન છે. જો તમને સામ્રાજય જોઇતું હોય તો અમને

સ્વરાજય આંપો અને સામરાજયને સામર્થ્યવાન કરો (તાળીઓ) રશિયા-માંની આપખુદી રાજ્યપદ્ધતિની કેવી અવસ્થા થઇ છે તે જૂઓ! ઢબ જૂદી જૂદી પણ સિદ્ધાંત એકજ. યોગ્ય પ્રયત્ન કરશો તો ઈશ્વર કૃપાથી આ પરિસ્થિતિ હિતાવહ થશે. આ વખતે જો તમે સુસ્તપણું સ્વીકારશો તો તમારા જેવા આળસુ મૂર્ખ તથા હતભાગી કોઇ નથી, એમજ કહેવું પડશે. 'બલાત્કારના ધોરણુ વિરૂદ્ધ આ હાલની લડાઇ ચાલે છે. આ શસ્ત્ર (militarism) અને સ્વતંત્રતાનો ઝગડો છે. બેલજીયમના સ્વાતંત્ર્યને માટે ઇંગ્લાંડ યુદ્ધમાં પડયું કે નહીં? આપણી સ્થિતિ અધિકારીઓના કરતાં ઉપરના લોકોની નજરમાં વિશેષ લાવવી જોઇયે. હવે એજ કામ માટે ડેપ્યુટેશન વિલાયતમાં જાય છે. હુંજ અગાઉ ડેપ્યુટેશનથી વિરૂદ્ધ હતો. ભીખ માગવાથી કંઇપણ મળતું નથી. અમે આજે જે ડેપ્યુટેશન મોકલાવીયે છીયે તે તેઓની સમક્ષ આપણી બાજુ માંડવાને માટે. ડેપ્યુ-ટેશન મોકલવાથી કંઇ કોઇ જાગૃત થતું નથી. આજનું અમારૂં ડેપ્યુટેશન જાગૃત થયેલા લોકોને કહેશે કે "અમને સ્વરાજય આપો, તેમાં તમારો ફાયદો છે." અમે સામ્રાજયને મદદ કરી છે તેથી અમને ઇનામ આપો એમ રડવાને અમે જતા નથી! અમારૂં ડેપ્યુટેશન કહેશે "જુઓ, અમે અમારૂં કર્તવ્ય કીધું છે, હવે તમે તમારૂં કર્તવ્ય કરવા તૈયાર છો કે નહીં?" આજે જો અમારા ત્રીસ કરોડ લોકોને લશ્કરી શિક્ષણ આપ્યું હોત તો કયા જર્મનીની મા વ્યાઇ છે કે તે શસ્ત્ર ઉંચકી શકે? (હાસ્ય તથા તાળીઓ) આ વાંક અધિકારી વર્ગનો છે કે તેઓએ હિંદુસ્થાનને 'ડીપેન્ડંસી' માં રાખ્યા! ઉદ્યોગ ધંધો ડૂબ્યો, કાચ આવતો બંધ થયો, કાગળો આવતા નથી ત્યારે હવે આંખો ઉઘડી જે કારખાનાઓ કેમ નથી? પણ હવે શું એક દિવસમાં કારખાનાઓ થોડાંજ ઉઘાડી શકાય છે! અમે લડાઇને આજના કરતાં સાત ગણી મદદ કરીહોત. આ વાત વિલાયતના લોકોની નજરે આણવી જોઇયે. અમેરિકા આજે દોઢસો કરોડ રૂપિયા મફત આપશે પણ તેટલા રૂપિયાનું કરજ અહીં ઉભું થઈ શકતું નથી. એમ કેમ? ઇંગ્લાંડ ફસાયું. પણ જો હવે હિંદી લોકોના હાથમાં કારભાર સોંપવામાં આવે તો હિંદુસ્તાન તેમનેજ મદદ રૂપ થઇ પડે. (તાળીયો) આવી રીતે વિલાયતના લોકોના મનપર પ્રકાશ પડવો જોઇએ. ફક્ત અમારીજ રાજયવ્યવસ્થા બદલાવવી જોઇયે,

એમ નહીં; ઈંગ્લાંડની પણ થોડી ઘણી રાજ્યવ્યવસ્થા બદલાવવાનો વિચાર ત્યાં ચાલુજ છે. **ગોરાઓની પતરાજી પર કાળાઓનું 'રક્ષણ કરવાના દિવસો ગયા, હવે તો કાળાઓની મદદથી ગોરાઓનું રક્ષણ થવાનું છે.** (તાળીઓ) સામ્રાજ્યના રક્ષણને માટે તુરંગમાં જવું પડતું હોય તો ખુશીથી જજો ! નામ નોંધાવો, પૈસા આપો ; બાકીની જવાબદારી હોમરૂલ લીગ કમીટી સંભાળશે. સ્વરાજ્યનો ઠરાવ હવે ખુદ કોંગ્રેસેજ પસાર કર્યો છે. ડરવું નહી પણ છાત્તી ઠોકીને ઉભા રહેવું જોઇયે. ખુલ્લી રીતે જવાબ આપો, કોઈ વિરૂદ્ધ હોય તો કહેવું કે પ્રથમ કોંગ્રેસ બંધ કરો. (તાળીયો પર તાળીયો) ધીરજ રાખો. પૈસા મળશે, તેની તમારે કાળજી રાખવી નહીં. પોલિસ કે કોઇ પૂછે તેને પૂછવા દો, તેને સ્પષ્ટ જવાબ દો. પોલિસ આપણી પાછળ ફરે છે તેને આપણી સામે બોલાવવી જોઇયે, એનેજ સ્વરાજ્ય કહે છે. ધીરજ ધરશો તો તમારો ઉદેશ સફળ થશે આજે કાળ ગતિએ વિશ્વાસ ઉત્પન્ન કર્યો છે, કાલ અનુકૂલ છે, માટે આગળજ ચાલવું જોઇયે. પોતાની સાથે દોરી લઇ જવાનો શું કાંઇ ઇજારો લીધો છે ? વ્યર્થ ભયભીત થઇ બેસી રહેવા જેવું બાયલાપણું તજી દો; અને જરા ધીરજ રાખતા શીખો. પછી જો જો કે કેવી ગંમત થાય છે તે ? (હાસ્ય) પાંચ છ હજાર સભાસદ એ વસ્તીના પ્રમાણમાં ઘણાજ થોડા છે. ('હજી' એવો ધ્વનિ) કે પછી મ્હારી મહત્ત્વાકાંક્ષા મોટી છે એમ કહો યા તમારી ભૂખ ઓછી છે એમ કહો પણ અમને ખુલ્લી રીતે મદદ કરનારો માણસ પ્રત્યેક ગામમાં જોઇયે છે. જેણે પ્રત્યક્ષ ઠરાવ કર્યો છે તે સુદ્ધાં ડરે છે. (હસાહસ) પણ તમે કોનાપર હસો છો ? એ સર્વ આપણા ભાઇયોજ છે. સ્વરાજ્યનું કામ સર્વને માટે છે. સ્વરાજ્ય મળવાનું છે તે ફક્ત મને કિંવા કેલકરનેજ* મળશે એવું કંઇ નથી. મદદ કરો તો મલશે. ગોખલેને અગાઉ ઈંગ્લાંડમાં પૂછ્યું હતું. કે 'બધું તો ઠીક પણ મુસલમાનોનું શું. ?' (What of Mohomedans?) આ સવાલ હવે રહ્યો નથી. આજે મવાળ, જહાલ, હિંદુ, મુસલમાન આદિ સર્વ જનો એક થયા છે. (તાળીયો) હવે ફક્ત ઉદ્યોગ કરવાનો રહ્યો છે, તે કરો. અગાઉ વ્યાખ્યાનો આપ્યાં હતાં તે વખતે મુસલમાનો

* 'કેસરી' ના માજી સંપાદક.

અનુકૂળ ન્હોતા, પણ આજે તે અડચણ રહી નથી. **તમારો સ્વરાજ્ય પર વિશ્વાસ ન હોય તો હિંદુસ્થાન તજી જશો તો ઘણું સારૂં !!** વખત ઘણો થઇ ગયો છે. હવે ઘેર જાઓ અને સ્વરાજ્યનું ચિંતન કરો.

---

## વ્યાખ્યાન ૯ મું.

# સ્વરાજ્ય

( નિપાણી તા૦ ૧૫ મી એપ્રીલ ૧૯૧૭. )

મ્હારા નામનો ઉચ્ચાર કરતી વખતે કોઇ મને મહાત્મા કહે છે તો કોઇ મને ભગવાન કહે છે, પણ હું મહાત્મા નથી અને ભગવાન એ નથી. હું તમારા જેવોજ એક સાધારણ માણસ છું. એ મ્હારે સ્પષ્ટ કહેવું જોઇએ. હું જે કંઇ કાર્ય કરૂં છું તે ફકત જ્ઞાનના આધારેજ. હું મ્હોટો છું એ સમજ ખોટી છે. હું તમારા કરતાં મ્હોટો છું એ વાત પણ ખરી નથી. હું મામલતદાર નથી, હું અમલદાર નથી કે હું રાજા નથી ! મ્હારામાં વિશેષતા એ છે કે જે હું સમજતો જાઉં છું તે તમને કહેવા પ્રવૃત્ત થાઉં છું. એક મનુષ્યે બીજા મનુષ્યને ઉપદેશ આપવો એ વાત કંઇ અપૂર્વ યા વિલક્ષણ નથી. આ એક જ્ઞાનનો ધર્મ છે. જ્ઞાનનો પ્રસાર કરવો, સઘળાને હુશિયાર કરી મુકવા એ જ્ઞાની પુરૂષનું કર્ત્તવ્ય છે. પુસ્તકોમાં પણ જ્ઞાન હોય છે.' અને મનુષ્યમાં પણ જ્ઞાન હોય છે. ભેદ એટલોજ છે કે પુસ્તક વાંચવું પડે છે. જ્યારે મનુષ્ય બીજા મનુષ્યને કહી શકે છે. આપણે સર્વ એક રકત માંસના તથા એક સંસ્કૃતીના છીએ એમ સર્વ સમજી શકે એજ મ્હારો મુખ્ય ઉદ્દેશ છે. જે અંગ્રેજી શિક્ષણ લોકોને મળ્યું છે તે મામલતદાર, ચિટણીસ, કારકુન વર્ગ તૈયાર કરવાને માટે. પૂર્વે પાંચમાં ધોરણ સુધી શિખેલા મનુષ્યને ૨૦૦ રૂપિયા મળતા હતા અને હવે ૫ રૂપિયા પણ મળતા નથી. મને જ્ઞાન પ્રાપ્ત થશે તો હું લોકોને શિખવીશ, એવો ઉદ્દેશ મનમાં રાખશો અને નોકરીનો ઉદ્દેશ નહીં રાખો તો તમારી નિરાશા નહીં થાય.

ઘણાં લોકો જાણે છે કે પચાસ પોણોસો વર્ષ પહેલા બેલગામ અને નિપાણી ગામમાં પેશ્વાના લશ્કરની ભરતી થતી હતી. પુનાથી જાહેરનામું

બાહેર પડયું કે, પોતપોતાના ઘોડા લઇ સૈન્યમાં દાખલ થવા માટે જે તે દોડી જતા હતા. પેશ્વાઓને સૈન્યની યા પૈસાની કદીપણ અડચણ પડી નથી. આ સ્થિતિ કેમ બદલાઇ? આ દ્રવ્યશક્તિ તથા શરીરશક્તિ કયાં ગઇ? યુદ્ધ કરજ માટે મામલતદારે ફરજ પાડવી, સત્તાનો દુરૂપયોગ કરવો આવી સ્થિતિ કેમ આવી? પૂર્વે લશ્કરમાં જવું એ ભૂષણમાંની સન્માન માટે વલખાં મારનારા લોકો આજે એક રિક્રુટીંગ ઓફિસર દેખાયો કે શા માટે છુપાય છે? પેશ્વાના સૈન્યમાં પાંચ દશ લાખ લોકો સહજ એકઠા થતા હતા. હાલ આ ઓછાપણું કેમ દેખાય છે? આનો વિચાર અંગ્રેજ સરકાર કરવા લાગી છે. આગગાડી, તારા યંત્ર વિગેરેની સગવડ થઇ પણ સરકારે હથિઆરો અમારા હાથમાં રહેવા દીધા નથી. તેથી હિંમત ચાલી ગઇ. લશ્કરી શિક્ષણ આપવું નહીં, હિંમતના કામો લોકોના હાથમાં રહેવા દેવા નહી; આવી રાજ્યપદ્ધતિ શરૂ થઇ. પૂર્વે દેશાઇ, કુલકર્ણી રાજ્ય કરતા હતા, આજે સાહેબો આવે છે. પૂર્વે જરૂરીયાત વખતે દશ હજારનું સૈન્ય તાલુકામાં એકઠું થતું હતું, અને આજે તે કેમ એકઠું થતું નથી? આ સ્થિતિ શું અમે બદલાવી? નહીં. સંશયપૂર્ણ રાજ્યપદ્ધતીને લીધે લોકો ગોકળગાય જેવા થયા છે, એ હવે યુરોપમાંની લડાઇને લીધે સરકારને જરા ખબર પડી છે. ત્રીસ કરોડ લોકોમાંથી એક કરોડનું પણ સૈન્ય કેમ એકઠું ન થાય? દોઢસો કરોડ રૂપિયા એકઠા કરવા માટે આટલી મહેનત કેમ પડે છે? આનો વિચાર આજે વિલાયતમાં ચાલે છે, માટે આ વખતે આપણા પણ વિચારો સરકારને જણાવીયે તો તે ગ્રાહ્ય થવાનો ઘણો સંભવ છે. આ વખત આવી લાગ્યો છે. આ વખતે સ્પષ્ટ કહેવું જોઇયે. લોકોની વ્યવસ્થા હાલ બાળક જેવી ચાલે છે. નિંપાણી ગામમાં તંબાકૂ થાય છે પણ તેમાંથી સિગરેટ કેમ બનાવવી એ કોઇ કહી શકતો નથી. લોકો નિર્વીર્ય થયા છે. કોઈ ગડબડ કરવા લાગે છે તો તેનીપર દાવપેચ વાપરવામાં આવે છે. અહીંના લોકો સુદૃઢ, હવા પાણી સારા; આવી સ્થિતિમાં જો અગાઉની રાજ્ય પધ્ધતિ હોત તો આ નિપાણીગામમાંથી પાંચ હજાર લોકો બહાર પડયા હોત. રાજ્યમાં બંદોબસ્ત ઉત્તમ છે પણ લોકોમાં હિંમત રહી નથી. લાકડીપર સોનું બાંધી કાશી સુધી જવું એમ કહેવાય છે

પણ સોનુંજ કયાં છે? ઉદ્યોગ ધંધા ગયા, તંબાકૂ અહીં પાકે છે પણ ઇજિપ્ત-વિલાયતમાંથી ચિરૂટો આવે છે. 'દેશમાં બંડ ફિતુર થાય નહીં એટલે થયું' કલેકટર, કમિશ્નર, ગવર્નર એઓની આવી બુદ્ધિ હોય છે. અમારા ઉત્કર્ષને માટે તેઓનું જેટલું અંતઃકરણ તૂટવું જોઇયે તેટલું તૂટતું નથી. જર્મન લોકોનું કેમ પેટ ભરાશે તેની કાળજી આટલા દિવસ હતી. કુંભાર માટીના વાસણો બનાવે છે પણ તે ચીનાઇ માટીના વાસણો બનાવી શકતા નથી. વિદ્યા એકજ છે પણ સરકાર શિખવતી નથી. આજે પોકાર ચલાવીશું તો તે સરકારના ધ્યાનમાં આવશે એવો આ વખત છે. સ્વ-રાજ્ય મળશે તો બંનેનું કલ્યાણ થશે. રાજ્ય બાદશાહનું છે, તે તરફ જોવાનું કારણ નથી, પણ અમારૂં હિત જોનારા નોકરો રાખવામાં આવે એવી તજવીજ કરવી તેજ સ્વરાજયનું લક્ષણ છે. ગોરો કલેકટર શું કિંવા કાળો કલેકટર શું બાદશાહને તે બંને સરખાજ છે. સ્વરાજયને લીધે ઇંગ્લાંડનું પણ હિત છે, આ વાત સ્પષ્ટપણે જણાવવી જોઇયે. પગાર માટે પૈસા છે પણ શિક્ષણ માટે નથી, ઉદ્યોગ વધારવાને માટે નથી, એમાંનો ભેદ અમે અગાઉજ જાણી ગયા છીએ, પણ તે નિડરતાથી કહેવાનો વખત આજ આવ્યો છે. અમારી સલાહથી રાજ્યકારભાર ચલાવ્યા શિવાય દેશનું હિત થવાનું નથી. સ્વરાજયનો હક્ક આપવાથી કોઇની પણ ખરાબી થવાની નથી. સ્વરાજય થયું કે શિક્ષણ ફરજિયાત તથા મફત થશે. અને પછી ભેદભાવ રહેશે નહી. જો અમારા હાથથી કંઇ ભૂલચુક થશે તો તે સુધારવા અંગ્રેજ સરકાર અમારી ઉપર છેજ. 'અમારા હાથમાં જો અધિકાર હોત તો અમે આજે જર્મનીજ શું પણ કોઈ પૃણ રાષ્ટ્રને અમારો હાથ બતાવ્યો હોત! અમને અંગ્રેજી સામ્રાજયના નીચે હક્ક જોઇયે છે. અધિકારી વર્ગને લોકોના જવાબદાર થવા દો પછી જુઓ કે પચ્ચીસ વર્ષમાં કેવી ગમ્મત થાય છે તે! અમારા હાથમાં હક્ક આપવાથી સર્વેનુંજ હિત છે. 'તિલકના વ્યા-ખ્યાન સાંભળવા ગયો હતો કે?' એમ જો કલેકટર પુછે તો એમ કહેતા નહીં કે 'તિલકે શું શું કહ્યું તે કંઇ હું સમજ્યો નહી. હું ખાલી ગમ્મત જોવા ગયો હતો' આ ગમ્મતનો વિષય નથી. હાલના કલેકટર બહુ હુશિયાર હોય છે. તે અમારે જોઇયે છે પણ તે અમારા હાથ નીચે નોકર હોવા જોઇયે માલીક ન હોવા જોઇયે. આનુંજ નામ સ્વરાજય.

અમે જો રાજ્યકારભાર ચલાવીશું તો તેથી બાદશાહને આનંદ થશે.' કામ કરનારા છોકરા થાય તો શું બાપને ન ગમે? વચેનાઓને આ વાત પસંદ પડતી નથી પણ તેઓના ધાકથી ડરતા નહીં. અમને ફક્ત ઘરનો કારભાર અમારા હાથમાં જોઇયે છે, એમ ખુલ્લી રીતે કહો, એમાં રાજ્યદ્રોહ નથી. હોમરૂલ લીગના ખુલ્લી રીતે સભાસદ થાઓ. રૂપિઓ આપવો એમાં ચોરી નથી. ખોટા આક્ષેપોની પરવા કરશો નહીં. હવે ગપ્પાં સપ્પાં ન જોઇયે. કષ્ટ સહન કરવા તૈયાર થાઓ. મ્હારા આવવાથી જો તમને સ્વરાજ્યનું તત્વ પસંદ પડ્યું હોય તો મ્હારો આવવાનો ઉપયોગ થયો એમ હું સમજીશ. તમે મારી ગાડી ખેંચશો, મારાપર ફુલોની વૃષ્ટિ કરશો, તેની હું કંઈ પણ કિંમત કરતો નથી એ હું તમને ખુલ્લું કહી દઉં છું. આપણે દેવતાનું પૂજન કરવાનું છે. એવો નિશ્ચય કાયમ કરો તો બ્હીક દુર થશે. રાજનિષ્ટાથી તથા એક નિષ્ઠાથી ઉદ્યોગ ચાલુ રાખો, તો પરમેશ્વર ખાત્રીથી યશ આપશે. યશ એ પ્રયત્નાધીન છે. તમે ઉદ્યોગ ક્યારે કરવાના છો તેની પરમેશ્વર રાહ જુવે છે. (તાળીઓની ગર્જના).

---

## વ્યાખ્યાન ૧૦ મું.

# ઐહિક અને પારલૌકિક સ્વરાજ્ય.

(નાશિક તા૦ ૧૧ મી મે સને ૧૯૧૭.)

નિષ્કામ કર્મયોગના આચરણથી 'સ્વરાજ્ય' મેળવી શકાય છે એમ કેટલે સ્થળે કહેવામાં આવ્યું છે, સ્વરાજ્ય અને સ્વારાજ્ય એકજ છે, એ ભિન્ન નથી. આ બંને પ્રકારના સ્વરાજ્યને ઐહિક અને પારલૌકિક કહેવાય છે; અને તે કેમ પ્રાપ્ત કરી શકાય તેનો અવશ્ય વિચાર કરવો જોઇયે. આપણા લોકોમાં કેવળ પારલૌકિક મોક્ષ સંબંધી વિચાર કરવામાં આવે છે. તેનું કારણ એ છે, કે તે વખતે ઐહિક સ્વરાજ્ય આપણા હાથમાં હતું. માટે તે વખતની પરિસ્થિતિ ધ્યાનમાં લાવી વેદાંતનો અર્થ કરવો જોઇયે. વેદાંત એ ચાતુર્વર્ણ્યમાંના સર્વ લોકોને માટે છે. કેવળ જંગલમાં જઇ તપશ્ચર્યા કરનારા બ્રાહ્મણોનેજ માટેજ નથી. એ વિસરવું

ન જોઇયે. જગતની ધારણા ચાલવી જોઇયે એવા ઉદ્દેશથી પરમેશ્વર અવતાર લે છે. પણ 'જગત્ પરમેશ્વરનું છે, તેને જગતની ચિંતા છે, આપણે જગતના માટે કશું કરવાનું નથી' આમ વાદ કરવો બરોબર નથી. જે મનુષ્ય તલમાંથી તેલ કાઢી શકતો નથી તેને પરમેશ્વર પણ સાહ્ય કરતો નથી એવો પરમેશ્વરનો કાયદો છે. '**न हि श्रांतस्य ऋते सख्या स देवः**' એવું ઋગ્વેદમાં વચન છે. 'જેણે માના પેટમાં રક્ષણ કર્યું છે તે શું જીવતાંસુધી અનાજનો દાણો નહી આપે? ઉપરના અર્થનો શ્લોક કોઇ દૈવવાદી આળસુએ લખી રાખ્યો છે. કોઇપણ પ્રકારનો સંસ્કૃત શ્લોક પ્રમાણભૂત માનવો એ પદ્ધતિ સારી નથી. સ્વરાજ્યપર તમારી અડગનિષ્ટા રહે તોજ ઉન્નતિની કંઇક આશા છે. પરિસ્થિતિ બદલવાની ચાવી તમારી હાથમાં નથી પણ અનુકૂળ વખત આવ્યો હોય તો ઉદ્યોગ કરવો એ આપણું કર્ત્તવ્ય છે. હું ખાત્રીથી કહું છું કોઇ દિવસે પણ ફળ મળશેજ માટે મનમાં દૃઢનિશ્ચય રાખો અને જલદી ફળ ન મળે તોપણ નિરાશ થતા નહીં; આનું નામ નિષ્કામ કર્મયોગ. રાષ્ટ્રોના ઇતિહાસોમાં આ નિષ્કામ કર્મયોગના તત્ત્વો વિશેષ રીતે દગ્ગોચર થાય છે. એકજ પેઢીમાં ફળ પ્રાપ્ત થાય એમ કહી શકાય નહીં! આપણા બાપદાદાઓએ આંબાના ઝાડ રોપ્યાં હતાં અને હવે તેના ફળો આપણે ખાઇયે છીએ. તાત્પર્ય આપણી ભાવી પેઢીના માટે આપણે પણ તેજ ઉદ્યોગ ચાલુ રાખવો જોઇયે. આ યજ્ઞચક્ર બંધ પાડવું એ ઠીક નથી. આપણે જો ઉદ્યોગ કરીશું નહીં તો આપણા પછીની ભાવી પ્રજા આપણને મૂર્ખ કહી ગાળો આપશે એ તમે ધ્યાનમાં રાખજો. ઉદ્યોગ એ પ્રધાન છે અને દૈવવાદ વ્યર્થ છે. અનેક શતકોથયા પરરાજ્યની હાલચાલ આપણા દેશમાં થાય છે, તેનું કારણ દૈવવાદ છે, એમ મ્હારો અભિપ્રાય છે. હાલની ઉદ્યોગ પરાઙ્મુખતા દૃષ્ટીગોચર થાય છે, તેનો સર્વસ્વ દોષ લોકોપર નથી એ હું કબૂલ કરૂં છું. દરેક વ્યક્તિનો માર્ગ પૂર્ણ ખુલ્લો હોવો જોઇયે એનું નામ શુરાજ્ય છે. જે રાજા લોકોની ઇચ્છા નષ્ટ કરે છે તેને ઉત્તમ ગતિ મળતી નથી એમ મનુ કહે છે. અમે રાજાને પૂર્વે દેવતરીકે માનતા હતા અને આજે પણ માનીયે છીયે. પરંતુ રાજાને પણ ધર્મ હોય છે. તે સ્વકર્ત્તવ્ય ન કરે તો તેને પણ શિક્ષા—આ લોકમાં નિંદા અને પરલોકમાં અધોગતિ—મનુએ કહેલી છે. આના ઉપરથી બોધ એ લેવાનો છે કે

નિષ્કામ કર્મયોગના આ ચરણુથી બંને તરેહનું સ્વરાજય પ્રાપ્ત થઇ શકે છે. અમારા દેશની ભાવી ઉન્નતિને માટે અમે સ્વરાજય માગીયે છીએ. અંગ્રેજ બાદશાહને હાંકી કહાડી ફ્રેંચ બાદશાહને રાખવો જોઇએ એવો બિલકુલ પણુ સ્વરાજયનો અર્થ નથી; પણુ લોકોના હાથમાં લોકોની સત્તા રહેવી જોઇયે એ સ્વરાજયનો અર્થ છે. હિંદુસ્થાનના લોકો શુક-કોટીમાંથી મનુષ્યકોટીમાં આવવા જોઇયે એવો આ સ્વરાજયની માગણીનો પ્રધાન હેતુ છે. પશુ પંખીને લોકો ચારોપાણી નાંખે છે. દેશમાં આખા વરસ સુધી અનાજ ચાલશે કે નહીં એ ગવર્નર જુએ છે. દુઃષ્કાલમાં રિલીફ ફંડ ખોલવા કે નહી એ સરકાર ઠરાવે છે. આધિભૌતિક શાસ્ત્રનું તમને જ્ઞાન નથી. તમે વિદ્યા શિખો છો પણુ તે મનુષ્યપણુાની નથી. **જે કામો તમારા બાપદાદાઓ પૂર્વે કરતાં હતા તે આજે તમે કેમ કરી શકતા નથી? મ્હારા દેશશંબંધીના અધિકારો મ્હારા હાથમાં શા માટે રહેલા નથી?** આ વાતનો કોઇ વિચાર કરતો નથી. મનુષ્ય મનમાં લાવે તો પરમેશ્વર બની જાય છે. '**आत्मैव-ह्यात्मनो बंधुः**' આ ન્યાયે જોતાં સર્વ કંઇ તમારા હાથમાં છે. પરમેશ્વર તમને અનુકૂલ છે પણુ તમે માત્ર ઉંઘો છો. તો પછી પરમેશ્વર તમને કેવી રીતે સાહ્ય કરે? હિંદુસ્થાન દેશ કેવળ નદી અને પહાડોથી બન્યો નથી એ ધ્યાનમાં રાખજો. તમારા માટે લોકો વ્યાવહાર ચલાવે એ સારૂં ન કહેવાય. સમર્થ થવા શિવાય તે તમને મળશે નહીં. તમે પાત્ર થાઓ, પરમેશ્વર તમારા ઉદ્યોગની રાહ જુએ છે. તમે પ્રયત્ન કરો તો તમને સાહાય કરશે.

---

## વ્યાખ્યાન ૧૧ મું.

# સ્વરાજય.

(નાસિક પ્રાંતિક પરિષદ્ તા૦ ૧૩ મી મે સને ૧૯૧૭.)

હું ઉમરે મ્હોટો તથા શરીરે વૃદ્ધ દેખાતો હોઇશ તથાપિ વિચારોમાં ખચ્ચીત તમારા જેવો તરૂણુ છું. આ તરૂણુપણુાનો હક્ક હું ગુમાવી દેવા ઇચ્છતો નથી. વિચારવૃદ્ધીનો અંત આવ્યો એમ કબુલ કરવું એ આ

ઠરાવપર ભાષણ કરવાનો હક્ક ગુમાવી દેવા બરોબર છે. હું જે બોલવાનો છું, જે કહેવાનો છું, જે ઉપદેશ આપવાનો છું તે નિત્ય તરૂણ છે. શરીર કદી વૃદ્ધ થતું હશે પરંતુ આત્મા કદિપણ વૃદ્ધ થતો નથી. આ આત્મા અવિનાશી છે, સ્વાતંત્ર્ય એ પણ આત્મા છે. સ્વાતંત્ર્ય કદી પણ વૃદ્ધ થતું નથી. શરીર વૃદ્ધ થશે, દુર્બળ થશે, મરીએ જશે પરંતુ આ આત્મા અમર છે. અમારી હિલચાલ કોઇ કોઇ વખત થંડી પડેલી દેખાય છે તથાપિ તેમાંનો આત્મા જે સ્વાતંત્ર્ય તેતો અવિનાશી છે. સ્વાતંત્ર્ય મ્હારો જન્મસિદ્ધ હક્ક છે. જયાંસુધી આ આત્મા મ્હારા શરીરમાં જાગૃત રહેલો છે ત્યાં સુધી હું વૃદ્ધ નથી. તમે મને વૃદ્ધ ન કહો. '**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः न चेनं क्लेदयंत्यापो न शोषयति मारुतः**' 'આત્માને શસ્ત્ર ખંડિત કરી શકતા નથી, અગ્નિ ભસ્મ કરી શકતો નથી, પાણી ભિંજવી શકતો નથી અને પવન સુકવી શકતો નથી.' આ પ્રમાણે આત્માનું વર્ણન કરવામાં આવ્યું છે એમાં આજે '**नैनं दहति सी. आइ. डी.** એવું પાચમું નવીન પદ હું નાખું છું. સામે પેલા સુપ્રીન્ટેન્ડંટ સાહેબ બેઠા છે—કલેકટર સાહેબને આજે આમંત્રણ દીધું હતું પણ તેઓ આવ્યા નથી—આ પેલા માનકર સાહેબ બાંહો ચડાવી સર્વ રીપોર્ટ લખી લે છે. તેઓને અમે એજ તત્ત્વ કહેશું ! આ તત્ત્વને મારશો તોએ તે જતું રહેવાનું નથી એ ધ્યાનમાં રાખજો. જે સ્વરાજ્ય અમે માગીયે છીયે તે અમને મળવુંજ જોઇયે. જે શાસ્ત્રનું પર્યવસાન સ્વરાજ્યમાં થાય છે તે રાજકીય નીતિશાસ્ત્ર છે. જેનું પર્યવસાન ગુલામગીરીમાં થતું હશે તે રાજનીતિજ નથી! રાજનીતિ એ દેશનું વેદાંત છે. તમારામાં આત્મા તો છેજ પણ હું તેને ફક્ત જાગૃત કરવાનો છું. કંઇક અજ્ઞાનતાને લીધે, સ્વાર્થસાધુ લોકોના પ્રયત્નને લીધે તથા આપમતલબીપણાથી જે અજ્ઞાનતા ઉત્પન્ન થઇ તે દૂર કરવા માટે હું આવ્યો છું. એ અજ્ઞાનતા દૂર થશે કે રાષ્ટ્ર પોતાનો પ્રયત્ન કરવો જારી રાખશે. મી૦ જયકરે કહ્યું કે કોઇપણ દેશને ચિરકાલ સુધી ગુલામગીરીમાં રાખવું શકય નથી. મિલ્લનો સિદ્ધાંત આ પ્રમાણે છે કે No Nation has a Moral right to keep another in Salvery. દેશને ગુલામગીરીમાં રાખવું એ નીતિદૃષ્ટીયે જોતા પાતક છે. આ આસુરી પ્રકારનું નીતિદૃષ્ટીએ સમર્થન થવું શકય નથી. આવા તત્ત્વનું

સમર્થન કરનારા રાષ્ટ્રો પરમેશ્વરને ત્યાં પાપી ગણાશે એવો મિલ્લનો સિદ્ધાંત છે. સ્વરાજ્યને તમે વિસરી ગયા છો જેથી જાગૃત કરવા માટે હું અહીં આવ્યો છું. સ્વરાજ્યની કોને માહિતી ન હોય? સ્વરાજ્ય કોને જોઇતું ન હોય? 'મ્હારા ઘરની વ્યવસ્થા જોવાની સત્તા મ્હારે જોઇયે છે' એજ સ્વરાજ્ય છે. ગાંડા તથા નાના બાળકોનેજ વ્યવહાર જોવાની સત્તા નથી. આ પરિષદમાં એકવીસ વર્ષ પછીના માણસો આવી શકે છે, એવો નિયમ છે. તો પછી તમને તમારી સત્તા ન જોઇએ એમ ધારો છો? શું તમે ગાંડા છો? શું તમે ઘેલાં છો! નથી ને? તો પછી તમે સર્વ સમજો છો. જે આપમતલબી લોકો છે તેઓજ તમને ગાંડા કહે છે! આ સર્વ વાતો સમજી શકો છો. તો પછી વ્યાખ્યાનોની શી જરૂર છે? આપણા હક્ક માંગવામાં કોની બ્હીક છે? અમે સ્વરાજ્યને પાત્ર નથી. તમે સો વર્ષ સુધી અમને પાત્ર કર્યા નહીં હવે અમે પોતે અમારામાં પાત્રતા લાવશું. ખોટા બહાના કાઢી ફૂટફાટ પાડી તથા લાલચો દેખાડીને ભય ઉત્પન્ન કરવો એ અંગ્રેજની રાજનીતિને કલંક લગાડનારૂં છે. આ યુદ્ધ ઇંગ્લાંડે શા માટે શરૂ કર્યું? બેલજીયમના સ્વાતંત્ર્યને માટે ઇંગ્લાંડ યુદ્ધમાં પડ્યું ને? નાના દેશની સ્વતંત્રતા રક્ષણ કરવાનું કામ જે ઇંગ્લાંડ આજે ખુદ હિંદુસ્થાનની મદદ લઇ કરે છે તે ઇંગ્લાંડ અમને સ્વરાજ્ય નહીં મળે એમ કહી શકે? જેઓ અમને અપાત્ર કહે છે તેઓ લોભી છે. દુર્જનો કોનોપર આક્ષેપ નથી મુકતા? પરમેશ્વર દયાળુ નથી એવી ખુદ પરમેશ્વરની નિંદા કર્યા વગર જે પાખંડીઓ રહી શકતા નથી તો પછી સ્વરાજ્યની નિંદા કરે તો તેમાં નવાઇ શી? કોઇની પણ પરવા રાખ્યાશિવાય દેશનાં આત્માનું રક્ષણ કરવાનો અમારે પ્રયત્ન કરવો જોઇયે. આ જન્મસિદ્ધ હક્ક છે, આ દેશનું કલ્યાણ છે. કોંગ્રેસે પાસ કરેલો સ્વરાજ્યનો ઠરાવ આ પરિષદ મંજુર કરે છે. (affirms) મી. સમર્થને હું પુછું છું કે (સમર્થતરફ જોઇ) આ ભાષા કાયદેસર છે કે કાયદા બહાર (out of order) છે? આ પ્રાંતિક પરિષદને પિતૃસ્થાને રાષ્ટ્રીય પરિષદ છે. બાપનો હુકમ પુત્રે મંજુર કરવો, એ ભાષા શું અયોગ્ય છે? પિતાની આજ્ઞા શિરસાવંદ્ય માની તેની સિદ્ધિ મેળવવા તૈયાર થવું એજ પુત્રનું કામ છે! પિતૃ આજ્ઞા એટલે શું? એ નાશિક પૂર્ણ રીતે જાણે છે. પિતાની કેવળ આજ્ઞાને માટે રામે દશ વર્ષ વનવાસ ભોગવ્યો હતો,

એટલી રામની પિતાપર અઢળ નિષ્ઠા હતી. રાષ્ટ્રીય પરિષદે–પિતાએ–સ્વરાજ્યનો ઠરાવ મંજુર કર્યો છે એ અમારાપર એક પ્રકારનો હુકમ ફરમાવ્યો છે. રાષ્ટ્રીય પરિષદ્ હવે પોતાની આજ્ઞા પાછી ફેરવતી નથી! **અમારા પિતા એવચની નથી!! હવે પિતાની આજ્ઞા પાળવાને માટે મરણ આવો, આપત્તીના ડુંગર પડો કિંવા વનવાસ આવો પણ અમે આ ઠરાવ અમલમાં લાવવાનો પ્રયત્ન કરશુંજ;** આ અમારો નિશ્ચય છે. પિતાની આજ્ઞા પાળવાને માટે રામને દશ વર્ષસુધી વનવાસ વેઠવો પડયો. અમારો વનવાસ કદાચિત્ એક બે વર્ષમાંજ પુરો થશે! આ ઠરાવ મંજુર કરવો એટલે ખાલી તાળીયો વગાડવી અને હાથ ઉંચા કરવા એમ નથી. આ ઠરાવ જો ખરેખર પસાર કરવો હોય તો અંતઃકરણ પૂર્વક સોગંદ લઇને પસાર કરો. અમારી પેઢીને કદાચ તે નહીં પ્રાપ્ત થાય તો પછીની પેઢીને થશે. આત્મા અમર છે. રામનો નિશ્ચય કાયમ રહ્યો છે. અમે રામના વનવાસથી ગભરાઇ જશું નહી, તો અમને પણ સ્વરાજ્ય મળશે.

ઇગ્લાંડમાંના લોકોની બુદ્ધી બદલાઇ છે એ કેવળ પરમેશ્વરના ઉપકારથીજ! હવે અમારો પ્રયત્ન નિષ્ફળ થશે નહીં એવો અમને પાકો ભરોસો છે. આજ દિન સુધી ઇંગ્લાંડને એવી પતરાજી હતી કે આટલું ન્હાનકડું રાષ્ટ્ર સામ્રાજ્યનું રક્ષણ કરશે. આ રાજ્ય સતાનો મદ આજે ઉતર્યો છે. હિંદુસ્તાનની મદદ શિવાય ઇંગ્લાંડને ચાલશે નહી, એમ ખુદ લોઇડ જોર્જ કહે છે! આ વખતે ઇંગ્લાંડને અમારે જણાવવું જોઇયે કે 'અમે હિંદુસ્તાનના ત્રીસ કરોડ લોકો સામાજ્યને માટે મરવા તૈયાર છીએ' આ વસ્તુ સ્થિતિ સમજાવીને કહો. ઇંગ્લાંડના લોકો અમારી આ વાત અમાન્ય કરશે નહીં. અમારા દેશના સિપાઇઓએ ફ્રાન્સની રણભૂમીપર લઢીને અંગ્રેજ સિપાઇયોના પ્રાણ બચાવ્યા છે. અમારા લોકોએ શૌર્ય બતાવ્યું છે. આજ દિવસ સુધી જે અંગ્રેજ લોકો હિંદી લોકોને દાસ સમજતા હતા તેજ હવે આપણને 'ભાઇ' કહેવા લાગ્યા છે. આ બંધુત્વની લાગણી તેઓ ભુલી ગયા નથી તેટલામાં આપણી માગણી જોરથી દ્રઢનિશ્ચયથી તેઓની પાસે રજુ કરવી જોઇયે. અમે તમારી પાછળ જો ઉભા રહેશું તો સામ્રાજ્યની તરફ વાંકી દ્રષ્ટીથી જોવાની કેઇની છાતી ચાલશે નહીં એ અંગ્રેજોને સ્પષ્ટ જણાવવું જોઇયે. આ કારણને લીધે

અમે ડેપ્યુટેશન નિમ્યું છે. પણ હવે તેની મુદ્દત થવા આવી રહી છે. આજ કાલના મહિનાઓનો ઘણો મહત્વ છે. માટેજ ધીમાપણું સારૂં નથી. ડેપ્યુટેશન શા માટે તાબડતોબ જતું નથી (?) એ સમજીયે છીયે પણ કૃતિ થતી નથી. કોંગ્રેસ કહે, ઠરાવ પસાર કરીયે છે. (We resolve) અમે કહીયે, ઠરાવ મંજુર કરીયે છે, (We affirm) અને સરકાર કહેશે, અમે સાંભળીયે છીએ. (We hear) આ હવે બસ થયું. આવી રીતે કંઇ પણ કાર્ય થશે નહીં. હોમરૂલ કહો, સેલ્ફગવર્નમેંટ કહો, કે પછી 'રાજકીય સુધારા' કહો. પણ આ ઠરાવ અમલમાં લાવવાનો પ્રયત્નો કરો એજ મ્હારી વિનંતિ છે. હોમરૂલ લીગને, મોસ્લેમ લીગને, જહાલ મવાળને આ ઠરાવ માન્ય થયો, પણ પ્રયત્ન કરવાનો આ વખત છે. સ્વરાજ્યનું કારદેશરપણું હાયકોર્ટે સિદ્ધ કર્યું છે. પરમેશ્વર અનુકૂળ છે. જેની પાસેથી માગવાનું છે તેની બુદ્ધી બદલાઇ છે. હવે ઉદ્યોગ કરશો તો ઠીક થશે નહીં તો આ સઘળી મહેનત વ્યર્થ જવાની; એ ધ્યાનમાં રાખજો.

---

## વ્યાખ્યાન ૧૨ મું.

# સ્વરાજ્ય.

(ચોપડા, નવેંબર સને ૧૯૧૭)

આ માનપત્ર તમે કોને આપ્યું છે? મને કે હોમરૂલને? મને કહીયે તો થેલી હોમરૂલને અને હોમરૂલને કહીએં તો નામ મારૂં? એનો મતલબ એવો હોવો જોઇએ કે સ્વરાજ્ય દેવતાની પૂજા કરવા વાસ્તે મને પાણો બનાવવામાં આવ્યો હોવો જોઇએ. મૂર્તિ ગમે તેવી હોય પણ પવિત્ર જોઇએ. મારામાં જો કે ગુણો નહીં હશે તો પણ ભાવનાનું ફળ તમોને મળયાશિવાય રહેશે નહીં, એ હું તમોને શાસ્ત્રાધારે કહું છું, મૂર્તિને વિસરો અને ભાવનાને દૃઢ કરો. હું મારી પ્રેરણા કરૂં છું. આ પ્રેરણા મને એક મોટા મહાત્મા પાસેથી થઇ છે. તેજ પ્રેરણા તમારામાં સંચાર કરો એવી મારી ઇચ્છા છે.

મુખ્ય વિષય સ્વરાજ્યનો છે. આ વિષય મને દસ વ્યાખ્યાનોમાં પણ પૂરો પડે નહીં. બીજું જેમ કીર્તનો સાંભળવાથી મોક્ષ મળતો નથી તેમજ ભાષણો સાંભળવાથી સ્વરાજ્ય મળવાનું નથી. તમે ભાષણ સાંભળવા આવ્યા પણ કામ તો આગળજ છે. દરેક સંકટને મારી હઠાવવાની ટેવ હોવી જોઇએ. સંકટોની દરકાર ન કરી હોય તો દેવતા '**त्वरं ब्रूहि**' કહે છે. તમે આ કામમાં મંડી પડો અને તમારા દેશબાંધવોને પણ લગાડો. પ્રયત્નોથી તમારો હક શાબિત કરો. સ્વરાજ્ય વસ્તુ ઘણીજ નાની પણ તેને મેહનેત ઘણી પડે છે. સ્વરાજ્યની હિલચાલનો સાર શો છે તે ધ્યાનમાં લ્યો. આપણે માણસ છીએ ઢોર નથી એ ચિત્તમાં ચોટવું જોઇએ. નર કરણી કરે તો નરકા નારાયણ હોય એટલું મનુષ્યનું મહત્વ છે. આત્મિક બલના સાધનથી મનુષ્ય પરમેશ્વર બની શકે છે. ઉદ્યોગ અને નિશ્ચય એ પરમેશ્વર પ્રાપ્તીના બે પૈડાં છે. 'દૈવ' એ ત્રીજું પૈડું કોઇ કોઇ કહે છે પણ હજી સુધી તે મારા જોવામાં આવ્યું નથી. ઉદ્યોગ આગળ દૈવને પાછી પેની ભરવી પડે છે. આજે સ્વરાજ્ય એટલે શું એ સમજાવી કહેવું પડે છે, એ દેશનું સુલક્ષણ નથી. સ્વરાજ્ય એ તમારે જનમથીજ સમજવું જોઇતું હતું. તમે કે જેઓએ સ્વરાજ્ય જીત્યું તથા ચલાવ્યું એવાઓના વંશજો છો. તમે સ્વરાજ્ય ભૂલ્યા એ રાજ્યપદ્ધતીનો વાંક છે. દોષ જેમ રાજાનો તેમ થોડે ભાગે અમારો પણ છે. એવી સ્થિતિ શું કામ થવા દેવી જોઇએ. રાજા શું અને પ્રધાનમંડળ શું એ અમોએ બનાવેલા છે. રાજા અને રૈયત, સ્વામી અને ગુલામ એવા સંબંધો મૂળના નથી. તે અમે અમારા હિતના માટે ઉત્પન્ન કરેલાં છે. રાજ્યવ્યવસ્થા એ અમારા માટે છે. વેનરાજા ખરાબ થયો ત્યારે બ્રાહ્મણો તેને પકડી લાવ્યા અને તેના બાહુમાથી બીજો રાજા નિર્માણ કર્યો. બીજો દાખલો અંગ્રેજોના ઇતિહાસમાં છે. રાજાને નમ્રપણે અને ખુલ્લી રીતે કહેવું એ પ્રજાનું કર્તવ્ય છે. હિંદુ અને મુસલમાન રાજ્યો ગયા પછી અંગ્રેજી રાજ્ય થયું. આ ૧૦૦ વરસોમાં શું થયું? પ્રજાને જે સ્વાતંત્ર્ય હતું તે આ રાજ્યે ઓછું કીધું. પૂર્વે એવી સ્થિતિ હતી કે દરેક ગામે પોતાની વ્યવસ્થા ચલાવવી. એવી વ્યવસ્થા રાજાઓએ નહીં પણ અમારા સ્મૃતિકારોએ ઠરાવેલ હતી. આ રાજ્યની બાબતો જરા વિચિત્ર છે. જમીનપર પૂર્વે

રાજાની સત્તા ન હતી પણ આજે છે. અમારા કૌન્સીલમાના સભાસદોને બોલવા કરતાં વધારે હક નથી. જમીન વિશે કાયદો થયો ત્યારે ફિરોજશાહ વિગેરે ઉઠી ગયા. તે ઉપર ટાઇમ્સે એવી ટીકા કરી કે; ગવર્નર સાહેબનું આ અપમાન થયું. આ ખરેખર લોકમતનું અપમાન જછે. એવી રાજ્ય વ્યવસ્થા અમે ફેરવવા માગીએ તો તેમાં અમારો શો ગુન્હો? અમે શું મનુષ્યો નથી? ગવર્નર સાહેબથી કરી ઠેઠ એક સિપાઇસુધી દરેક જણે અમારા મતવિરૂધ શા માટે વર્તવું જોઇએ? એઓના પેટ કોણ ભરે છે? ખેડુત ભરે છે. કાયદા કરવાનો અધિકાર અમારા હાથમાં ન હોવો એ અમારૂં મોટું દુર્ભાગ્ય છે. હિંદુસ્થાનને ઉંચી પદવીએ લાવવાને વાસ્તે રાજ્ય કરીએ છીએ એમ કહો છો તો આવી પદ્ધતિ શા માટે? પારતંત્ર્યમાં રહી વળી પારતંત્ર્યમાં રહ્યા એમ બોલવાની મનાઇ હોવી એ કંઇ ધર્મ નથી. એ વ્યવસ્થા જઇ 'જેઓના પૈસા તેઓની સત્તા' આ તત્વ અમલમાં લાવવા અમારી ખટપટ છે. ખેડુતની શી સ્થિતિ છે? તેનું હળ સરકારે સુધાર્યું પણ તે પરદેશી! ૩૦ વર્ષોની સરેરાસથી મેહેસુલ વશુલ કરવામાં આવે છે પણ માણસોને સરેરાસથીજ ખાવા મળતું નથી. આ મેહેસુલ નક્કી કરવા વખતે શું લોકોને પૂછવામાં આવ્યું હતું? આ વ્યવસ્થા અધિકારીઓએ પોતાની સગવડ વાસ્તે કરી છે. ખરૂં કહેવું એટલે કાયદો લોકમત મુજબ થવો જોઇએ. દુકાળ પડયો અને ખાવાને ન મળતું ત્યારે રાજાએ કહ્યું 'આ લોકો ઉપવાસી કેમ મરે છે'? 'દુધભાંત કેમ ખાતા નથી?' રાજાએ કાયદો કર્યો એટલે કંઇ લોકોને દૂધભાંત મળતું નથી. રાજા ચાહે તે હોય પણ કારભાર અમારી મરજી મુજબ થાય એટલે થયું! આ કામમાં જાતિભેદ નથી, ધર્મભેદ નથી એ ધ્યાનમાં રાખજો. અમારા હકો અમે માગ્યા એટલે 'આ રાજદ્રોહી, આ કાયદા તોડનારો' એમ રાજા અને પ્રજા વચ્ચે ઝગડો થયો; પણ છેવટે જય કોનો થશે? સત્યનો. "સત્ય પાસે સત્તા ફિકી પડે છે" એ ધ્યાનમાં રાખજો. આ પદ્ધતિ જેમ પ્રજાને ખરાબ છે તેમ રાજાને પણ ખરાબ છે. જે 'શિવાજી મહારાજ છત્રપતી તરીકે અભિષિક્ત થયા તેજ જો આ રાજ્ય વ્યવસ્થામાં હતે તો મેજર સુબેદાર તરીકે રહેતે.' શું આ તમોને સહન થાય છે? જો એવી સ્થિતિમાં રહેવું હોય તો સુખેથી

મરી જાઓ, તમારા જીવવાથી યા મરવાથી આ દેશભૂમી અભડાશે નહી. જેને મનુષ્ય તરીકે રહેવું છે તેણે આ કામમાં મદત કરવી જોઇએ. તિલકના ભાષણો સાંભળવાથી આ વાત સાધ્ય થશે નહી. આજની સભા માટે એક ઉદાર અને શ્રીમંત વેપારી પ્રમુખ તરીકે મળ્યા છે તે માટે હુ તેઓનો ઘણો આભારી છું. આજે જે વેપારીઓ પાછળ પડેલા છે! તેનું કારણ શું, તો અંગ્રેજી લખતાં આવડતું નથી. પણ વેપાર કરતાં આવડે છે કે નહી? સહી કરતાં આવડતું નથી પણ શીવાજીને કયાં સહી કરતાં આવડતી હતી? તે વીશે હજી સંશયજ છે. અંગ્રેજો પાસે અમે સર્વે પશ્ચાત પડેલા છીએ. આ પાછળ પડેલા, આ આગળ વધેલા આવો બુદ્ધિ ભેદ રાખશો તો દેશનો નાશ કરશો. જેની પાસે જે છે તે ભારતમાતાને જોઇએ છે. શ્રી કૃષ્ણે ટચલી આંગળીપર પર્વત ઉંચકયો પણ ગોવાળીઆઓએ કાઠીઓ લગાડીજ હતી. પરમેશ્વર બધો ઘાટ ઉતારે છે પણ તમારે તમારી કાઠીઓ લગાડવાને તૈયાર રહેવું જોઇએ. સામ્રાજ્ય આજે એકજ કાનથી સાંભળે છે. એકજ આંખથી જુએ છે. આ દેશનો આ અવયવ નિરોગી થશે તો તેમાં સામ્રાજ્યનો પણ ફાયદોજછે. અમે આપમતલબી નથી, કોઇ કહે છે કે તમે નાલાયક છો! શું અમોને આંખો નથી. કાનો નથી? શું પુછડીઓ છે? કહે છે કે તમે ગોથા ખાશો! પણ ભૂલ્યા શીવાય તમે પોતે પણ કયાં સુધર્યા હતા? ભૂલોનો અનુભવ આવવાથીજ ડહાપણ પણ આવે છે. એક કવીએ કહ્યું છે કે પરમેશ્વર જગ નિર્માણ કરવામાં ભૂલ્યો! આટલું ભૂલવાનું પરમેશ્વરને શું કારણ હતું? અમોને ભૂલો કરીને ડાહ્યા થવું છે. તમોને બે આના આપીશું, ચાર આના આપશું એવા વચનોથી અમે ફસનારા નથી. સ્વરાજ્ય મળયા શિવાય અમે સ્વસ્થ બેસનાર નથી, સંતુષ્ટ થનાર નથી એ બે વાતો શીખો. તમે શીખેલા હો, યા ન હો, શું એટલું તમારે કહેવું ન જોઇએ કે અમે રાષ્ટ્રીય સભાની માગણીને અનુકૂલ છીએ? આટલી વાત પણ તમારે ન કરવી હોય તો હિંદુસ્થાનમાં ફોકટ જન્મ્યા એમ આર્યભૂ કહેશે. હાલની વ્યવસ્થા તમોને હિતકારક નથી, પૃથ્વીને પણ હિતકારક નથી. તમોએ જે થેલી આપી છે તેનો ઉપયોગ સ્વરાજ્ય તરફજ થનાર છે. તમોએ આજ 'વિત્ત આપ્યું પણ ચિત્ત આપો' જે પરમેશ્વરે રામકૃષ્ણના રૂપથી હિંદુસ્થાનમાં જન્મ લીધો તે તમોને આ વખતે છોડશે એમ લાગતું નથી. ૩૦ કરોડ

દેવો છે અને આપણા દેશમાં માણુસો પણ ૩૦ કરોડ છે. ઉદ્યોગ કરશો તો દરેક દેવ પાછળ એકેક માણુસ લગાડી દેશું. સમયને અનુકૂળ પ્રયત્ન કરશો તો પરમેશ્વર જશ આપશે.

---

## વ્યાખ્યાન ૧૩ મું.

# સ્વરાજ્ય

## (જલગામ)

હાલની રાજ્યવ્યસ્થા લોકોને સુખદાયક લાગતી નથી. ખેડુતોની તકરાર એ છે કે જંગલનો ઉપયોગ ખેતિવાડીમાં કરવાનો શા માટે અધિકાર નથી! મજૂરો કહે છે કે દારૂના પીઠાઓ અમારી ચાલીઓ પાસે શું કામ છે? વેપારીઓની તકરાર છે કે અમારા દેશનો વેપાર વધે એવા કરો કેમ બેસાડવામાં આવેલા નથી? પોલીસનો અમલદાર ચોરીની તપાસ કરવા આવે છે તો ગામના આબરૂદાર માણસોની પણ દરકાર રાખતો નથી. તેને કાઢી નાખવાની સત્તા તમારા હાથમાં નથી. આખા હિંદુસ્થાનનો કારભાર એમજ ચાલે છે. અમારો પૈસો અમલદારો પોતાની મરજી મુજબ ખરચી શકે અને તેઓએ કરેલા કાયદાઓ અમારે પાળવાજ જોઇએ. અમારા માણસો ધારાસભામાં છે પણ તેઓ ઘણા થોડા છે. જમીન મેહેસૂલનો અગાઉ કાયદો થયો. તે આ પ્રમાણે મેહેસૂલ આપી શકાય નહી તો ખેડુતની જમીન જપ્ત થાય. બે રૂપીયાના મેહેસૂલ માટે ૫૦૦ રૂપીયાની જમીન જપ્ત થવી આ શું ન્યાય છે? ટુંકમાં કહેવાનુ જે તેઓ જેમ કહે તેમ ચાલવું જોઇએ. રાજ્ય મજબુત છે, સારૂં છે એ ખરૂં. તોપણ પૂરાયલાની પેઠે આપણને લાગે છે એવી આ રાજ્ય પદ્ધતિ છે. એક મુખી સરકાર થઇ એટલે પહેલો દોષ એ જે તે પોતાની મિજાસપર રાજ્ય ચલાવે છે. અમલદાર પારકો હોવાથી પોતાના જાતભાઇઓ તરફ ખેંચાય છે. આમાં તેઓનો વાંક ન કાઢતાં પદ્ધતીનોજ વાંક કાઢવો જોઇએ. રાજાએ આવા માણસોને શા વાસ્તે નીમવા જોઇએ? આવી રીતે "હમ કરેસો કાયદા" મુજબ રાજ્ય ચલાવવાને બાદશાહે કંઇ

કહેલું નથી. તમોને જો આ રાજ્ય સારૂં લાગતું હોય તો મારૂં કંઇપણ કહેવું નથી. ઢોરોને જો આ વાડો પ્રીય હોય, તો માલીક શું કરે ? મનુષ્યનો સ્વભાવજ એવો છે જે મોટો થાય ત્યારે પોતાના હાથમાં સત્તા લેવાની ઇચ્છા થાય. જો તમોને ઘરનો કારભાર જોઇએ છે તો દેશનો શા વાસ્તે ન જોઇએ ? રાજા ગમે તે હોવા દો પણ અમારાં ઘરનો કારભાર અમારા હાથમાંજ રહેવો જોઇએ. અધિકારીઓએ પણ અમારી ઇચ્છાનુસાર ચાલવું જોઇએ. હાલ શું થાય છે ? ઘોડાપર અમે અને લગામ બીજાના હાથમાં. શું આ સ્થિતિ તમને પસંદ છે ? આ હુંજ કહું છું એમ નથી ૫૦ વરસ અનુભવ લીધેલા દાદાભાઇએ પણ ૧૯૦૬ માં એજ કહ્યું હતું. ગામમાં કુવો નથી તો કરો અરજી, કોઇએ બે લપડાક લગાડી તો કરો અરજી ! અમુક જોઇએ તો કરો અરજી ! એમાં અમારૂં બધું પુરૂષત્વ નાશ પામ્યું. હું જે ઘર કહું છું તે ઘણુંજ મોટું છે. તેનું નામ 'દેશ' છે. મુસલમાનોના વખતમાં દેશનો વહીવટ શું અંગ્રેજો ચલાવતા હતા? અમે આ બધું કરી ચુકયા છીએ. આજે અમે લાયક નથી એમ નહીં પણ પણ અમારી કર્તૃત્વ શક્તીને ક્ષેત્રજ મળતું નથી. આજ ૪૦–૫૦ વરસથી અમે બૂમ પાડિએ છીએ, પણ કોઇએ સાંભળ્યું નહીં. તમોને કોઇ નાના મોટા અધિકારીઓ પુછશે 'તિલક શું કહ્યું' ? તો ડર ન રાખી ચોકખો જવાબ આપજો 'અમોને સ્વરાજ્ય જોઇએ છે.' એમ તિલકે કહ્યું. પરદેશ સાથેના વેહેવાર તમારી મરજી મુજબ કરો પણ દેશનો વહીવટ અમારા હાથમાં જોઇએ. અમે હવે મોટા થયા. અમારા હાથમાં દુકાનનો કારભાર સોંપો એવી અમારી માગણી છે. અમારા વિરોધીઓ મતલબને વાસ્તે બૂમો પાડે છે. તેઓ તરફ પાર્લામેંટે જોવું ન જોઇએ. "આજ દિવસસુધી અધિકારી વર્ગજ ખરો છે એમ પાર્લામેંટને લાગતું હતું; તેઓના જાતભાઇઓ છે. હવે વખત પલટયો. હવે અમારૂં કહેવું ખરૂં લાગવાનો સંભવ છે. પૂર્વે લાખો માણસો લડવા જતા. આજે રિક્રુટ ભરતી કરતાં મુશકિલી કેમ પડે છે? સામ્રાજ્યને કોઇપણ વખતે ૧૦–૧૫ લાખ સિપાઇઓ કેમ ન મળવા જોઇએ ? આ વાંક અમોને નિર્માલ્ય બનાવનાર રાજ્યપદ્ધતીનો છે. "અમારા વીરોનુ રાષ્ટ્ર આજે ખેડુતોનું રાષ્ટ્ર બની ગયું છે." આજે અણીનો

વખત આવ્યો છે. વિલાયત સરકારે અમારૂં કહેવું સાંભળી લેવા વાસ્તે માંટેગ્યુ સાહેબને અહીં મોકલ્યા છે. આ વખતે આપણું કહેવું સરકાર પાસે ચોકખી રીતે રજુ કરવું જોઇએ. તમોને ફસાવવાના ઘણાં પ્રયત્નો થશે. કોઈ કહેશે બે આના આપું, કોઇ કહેશે ચાર આના આપું. હવે બે આના ચાર આનાનો વખત ગયો. હવે અમારા હાથમાં કંઇપણ તથ્યાંશ પડે એવા હક આપો. અમારા મુખ્ય હક બે છે એક ધારાસભામાં ઘણા ખરા માણસો અમારા જોઇએં; બીજો હુકમ ચલાવવાની સત્તા અમારા હાથમાં રહે. આ બે માગણીઓ એટલી મહત્વની છે કે તે મળે એટલે બીજી માગવાનું કંઈ કામ પણ નથી. પરચુટણ હકો માગતા હતા, ત્યારે નહીં આપ્યા. હવે વખત જુદો છે. અમે આખું ઘર માગીએ છીએ. એક ઓરડો આપવાથી અમોને સંતોષ વળશે નહીં. કેટલીક બાબતો એવી હોય છે કે જ્યાં કટક કટકે આપવાથી ચાલતું નથી. અમે ઘર માગીએ છીએ ત્યારે પાયખાનો અને તબેલો આપવાથી લોકોમાં શાંતિ કેમ રહેશે. આ સામ્રાજ્યને હાથ ન લગાડતાં અમારા અધિકાર અમારા હાથમાં આવવા, આનું નામ 'સ્વરાજ્ય.' અમોને સ્વરાજ્ય મળયું અને અમે બલવાન થયા તો સામ્રાજ્ય તરફ આડી નજરથી જોવાની કોઈની હિમત ચાલસે નહીં. એ સર્વે જણને સમજાવી આપવા સ્વરાજ્યસંઘ ઉત્પન્ન થયો છે. સ્વરાજ્યને મદત કરો અને જેઓ સ્વરાજ્યને માટે ખટપટ કરે છે તેઓને ટેકો આપો, બહારના હજારો માણસો અત્રે આવી, લોકોનો પગાર ખાઇ, લોકોની મરજી પ્રમાણે ન વર્તતા, ઉલટું એવું બાનું કરે છે કે અમે રૈયતના સારા માટે રાજ્ય કરીએ છીએ. એ ઢોંગ છે એમ સાફ કહેવું જોઇએ. બીજી એવી યુક્તી નીકળી છે કે સ્વરાજ્ય થયું એટલે અધિકાર બ્રાહ્મણોના હાથમાં જશે. આ વાત જુઠી છે. અને તે ખરી માની ચાલિએ તો હું તમને પુછૂં છું કે ૬૦૦૦ ગાઉ ઉપરથી આવેલા બ્રાહ્મણો સારા કે તમારા લોહીના, તમારા ધર્મના, તમારા વિચારના બ્રાહ્મણો સારા? કૌન્સિલમાં કોઇ પણ જાઓ પણ તેને ચુંટવાનો અધિકાર તમારા હાથમાં છે ને? ચૂંટેલો માણસ ખરાબ નિવડયો એટલે તેને ફરી ચૂંટશો નહીં એટલે થયું. તમોને અધિકારીઓ પૂછે કે સ્વરાજ્ય એટલે શું? તેઓને કહેજો જે બાદશાહ

અમને જોઇએ છે, પણ સાહેબ, તમારી ચોટલી અમારા હાથમાં આવવી જોઇએ એજ સ્વરાજ્ય. સ્વરાજ્ય જોઇએ, એમ છાતી ઠોકીને દરેક જણ કહેશે તો તે મળવાને મુદ્દલ વખત લાગશે નહીં

---

## વ્યાખ્યાન ૧૪ મું.

## સ્વરાજ્ય.

(પુના જીલા પરિષદ–લોનાવલા. સ્વરાજ્ય સંઘ તરફથી.)

જીલ્લા સભા એ કૉંગ્રેસની ઉપશાખા છે એટલે તેનું અને કૉંગ્રેસનું મા દીકરીનો સંબંધ છે. જીલ્હા સભા થઇ, ઠરાવો પાસ થયા પણ હવે શું ? આ સવાલ બાકી છે. આ પ્રશ્નનો ઉત્તર એટલે આ સભા છે. હજી સુધી જે ઠરાવો પાસ થયા તેઓમાં 'સરકારને વિનંતી છે.' 'જોરથી વિનંતી છે' એવી ભાષા વાપરવામાં આવી હતી. આ વિનંતીઓ કે જેઓને કરવાની છે તેઓના કાન ઠેકાણાપર છે કે ? અમારો ગયા ૪૦ વરસનો અનુભવ છે કે તેઓના કાન ઠેકાણા પર નથી. જ્યારે આ અધિકારીઓ વિલાયતથી અહીં આવે છે ત્યારે કાનો ત્યાં ભુલી આવે છે. અને અહીં આવ્યા પછી જેમ મનને ભાસે છે તેમ હાથથી કરે છે. જ્યાં સુધી અધિકારી વર્ગની ચાલચલગતમાં ફેર થયો નથી, જ્યાંસુધી તેઓનો દ્દષ્ટિકોણ બદલ્યો નથી, જ્યાંસુધી લોકમતને માન મળતું નથી, ત્યાંસુધી તમારી લાગણી પૂર્વકની, જુસ્સાની અને મેહેરબાનીની સર્વ વિનંતીઓ કાગળીઆપરજ રહેનાર છે એ સ્પષ્ટ છે. ઠરાવની ભાષા નકી કરતી વખતે કાયદા પંડિતો શબ્દો વિશે બેહદ ચોકસી કરે છે. તેઓને એમ લાગે છે કે આ શબ્દ વાપરીશું તો કલકટરને ગુસ્સો આવશે, આ શબ્દથી તેઓ ખુશી થશે ! પણ આ તમારા શબ્દો સાંભળવાનેજ તેઓ તઇઆરછે કે ? તેનો વિચાર કરો. હજી સુધી તો લોકોની વિનંતીઓ સાંભળવાને તેઓ તૈયાર ન હતા હવે કયાંક લોકોનું શું કહેવું છે તે સાંભળવાની ઇચ્છા થઇ છે. હજી પરમ દહાડે મોંટેગ્યુ સાહેબે હિંદુસ્તાનમાં જવાબદાર રાજ્ય પદ્ધતિ જોઇએ એવું પાર્લામેન્ટમાં જાહેર કર્યું. Responsible Govt. આ નવોજ શબ્દ

નીકળ્યો છે. આજ સુધી અધીકારીઓને એવી પતરાજી હતી અમેજ ડાહ્યા, અમારી મનોદેવતા જેમ કહેશે તેમ વર્તશું, લોકોએ તકરાર કરવી જોઇએ નહી, જે તકરાર કરે તે રાજદ્રોહી! આ અધિકારી વર્ગની રાજ્ય કારભારની કલ્પના જ્યાં સુધી બદલી નથી ત્યાં સુધી વિનંતીઓથી કંઈ વળતું નથી એ સ્પષ્ટ છે. જે આજે માલેક થઇ બેઠા છે તેઓએ નોકરો થવું જોઇએ. આજે એક હુકમ, તો કાલે જૂદોજ. જેઓ ગંદકી કહાડવાને આવ્યા તેઓજ ગંદકી કરી ગયા એવી પૂનાના ડ્રેનેજની સ્થિતિ થઇ છે. આજ ન્યાય ચોતરફ લાગુ થાય છે. લોકોના મત પ્રમાણે કારભાર ચાલ્યો એટલે થઇ ગંદકી એવી એઓની કલ્પના છે, ત્યારે આ પદ્ધતીજ બદલ્યા શિવાય કેમ ચાલશે? હાલ માણસોની પશુ જેવી સ્થિતિ છે કે કેમ તેનો વિચાર કરો. સાહેબે નેહેર બાંધી એટલે તે સારીજ કહેવી જોઇએ. "વાહ, સાહેબે નેહેર બાંધી, તે કેમ ખરાબ થઇ શકે?" આમ બાબત છે. મરદાઇ વધવાજ ન દેવી એવી આ રાજ્યપદ્ધતિ છે. મૉર્લિ સાહેબને એમ લાગતું હતું કે હીંદીઓ જબાબદાર રાજ્યપદ્ધતીને નાલાયક છે. લોકો જવાબદાર રાજ્યપદ્ધતિને લાયક થશે એવો વખત, તેઓના પણ દૃષ્ટિપથમાં આવ્યો નહીં. પરમેશ્વરની કૃપાથી દસ વરસની અંદર આ પરિવર્ત્તન થઇ આવ્યું છે, તેને બિચારી મૉર્લે સાહેબ પણ શું કરે! જગતનુંજ ચક્ર જ્યારે પલટયું ત્યારે તેની ગતીને વિરોધ કરવાની શકતી મનુષ્યમાં હોવી એ અશકય છે. સાંપ્રતના મહાયુદ્ધથી જ્યાં ત્યાં પ્રજાસત્તાક રાજ્યપદ્ધતીની સ્થાપના થાય છે. અને આજ તત્વ વિજયી થાય તે માટે આપણે યુદ્ધમાં પ્રવેશ કર્યો છે એમ ઇગ્લાંડનાંજ મુત્સદીઓ કહે છે, આવા વખતે વિનંતીની અરજીઓ શું કામની? અરજીઓ મંજૂર કરવાનો હક અમોને આપો એવી માગણી કરો. આજે પ્રમુખને કલેકટર પાસે વિનંતીઓ કરવી પડે છે. પણ કાલે સ્વરાંજ્ય થયું એટલે કલેકટર સાહેબ જીલ્લાને શું દુઃખો છે તે પ્રમુખને પૂછવા આવશે. આ તેઓનું કર્ત્તવ્ય છે.

પ્રમુખે હુકમો ફરમાવવા અને કલેકટરે તે પાળવા આનું નામ સ્વરાજ્ય! આ પરિષદમાં કલેકટર સાહેબ કેમ હાજર થયા નથી? આ તેઓની ફરજ હતી. તેઓને બીજા ઘણા કામો હશે પણ જ્યાં જીલ્લાના સર્વ માણસો ભેગા થઈ વિચાર કરે છે ત્યાં હાજર થઇ લોકોની શી તકરારો છે એ

સાંભળવું તેઓનું કર્તવ્યજ છે; લોકમત આજે ગમે તે હોય પણ સાંભળે છે કોણ? અમારે કલેક્ટરો જોઇએ છે, અમલદારો જોઇએ છે પણ તેઓ લોકોની મરજી મુજબ ચાલનારા હોવા જોઇએ, આનુંજ નામ સ્વરાજ્ય. સ્વરાજ્ય એટલે શહેનશાહને હાંકી કહાડવા નથી સ્વરાજ્ય એટલે કાળી પ્રજાના હક, ગોરા લોકો માફક થવા જોઇએ. અમુક થયું; કરો અરજી. એ ભીખના લક્ષણો છે. લોકોની ફરીઆદો સાંભળવી એ શું કલેકટરની ફરજ નથી? જો તમે લોકોનો પગાર ખાઓ છો તો તેઓની નોકરી બરોબર બજાવો. પ્રજા જેમ કહે તેમ તમારે વર્તવું જોઇએ. તમોને શહેનશાહે પ્રજાના નોકરો તરીકે રાખ્યા છે કે નહી? અમે આવી સભાઓ આજે ૪૦ વરસો થયા ભરીએ છીએ. પણ ઉપયોગ શું થયો? સભાઓ ભરવી નહી એવું મારૂં મત નથી. ઠરાવો પણ કરવા જોઇએ. પરિસ્થિતિ પ્રતિકૂળ હોય તેને બદલી નાખવી એ આપણા હાથમાંછે. પશુને પરિસ્થિતિને નમીને ચાલવું પડે છે પણ મનુષ્ય તેને નમાવી શકે છે. બાદશાહનાજ છત્ર નીચે કાળા ગોરાનો ભેદ કેમ? કાળા અને ગોરા સરખા હકવાળા થયા એટલે થયું સ્વરાજ્ય! પહેલાં સ્વરાજ્ય બોલતા એટલે ધારતી લાગતી હતી. પણ સ્વરાજ્યનું ધ્યેય યોગ્ય એવો ચુકાદો ન્યાય કોર્ટેજ આપ્યો છે. હવે ડરવાનું કારણ નથી. ધ્યેય કાયદેસર ઠરી ચુકયું, હવે તમે તે માટે પ્રયત્નો કરવા તૈયાર છો કે? આ પ્રશ્ન છે. આવા વખતે જો તમે પાછી પેની ભરશો તો તમારા જેવા દુર્ભાગી કોઇ નથી એમ કહેવું પડશે. તમે હવે શું કરવાના છો એ પૂછવાને હું તમારી પાસે આવ્યો છું. પશુત્વ જવું આનું નામ સ્વરાજ્ય. વાડામાં બાંધેલા ઢોરોને ચારો જ્યારે માલેક આપે છે ત્યારે મલે છે, તે બિચારાંઓ અરજી પણ કરી શકતા નથી. તમોને આ સ્થિતિ પસંદ પડે છે કે? તળાવ બાંધ્યો કરો અરજી,, પ્લેગ થયો કરો અરજી, આ શું છોકરાઓની રમત છે? જરા વિચાર કરો. શેહેનશાહેએ નીમેલા નોકરો જો તમારૂં કહ્યું ન કરતા હોય તો સત્તા પોતાના હાથમાં લેવાનો ઉદ્યોગ કરો. જશ મળવું યા ન મળવું એ તમારા પ્રયત્નો પર અવલંબી રહ્યું છે. વિઘ્નો આવશે. પણ વિઘ્નો ન આવે તો તેમાં તમારો પુરૂષાર્થ શો? કોઇ તમોને સવારે તથા સાંજે નલીથી જમાડશે તો તમોને ભાવશે કે? રૂચી અન્નમાં નથી મેહેનતમાં છે. હવે તમે ઉદ્યોગ કરશો કે નિરાંત કરી બેસસો

તે પુછવાને હું ઉભો છું. આ વરસે વિનંતિ કરો ફરી આવતા વરસે આમજ રડવું. જો એમજ ચાલશે તો તમારી ગુલામગીરીથી આગળ જતાં દુઃસ્થિતિ થશે. કહે છે જે તમોને આવડતું નથી. નથી આવડતું તો શીખવો; પણ શીખવાનું શું છે? અમારા પ્રમુખ સાહેબ કોઇપણ અમલદારથી વધારે હોશીઆર છે. તેઓના જેવું અસ્ખલિત અંગ્રેજી ઘણા થોડા સાહેબોને આવડતું હશે! મહારાષ્ટ્રે આખા જગતને બતાવી આપ્યું છે કે મહારાષ્ટ્ર આ અપમાન સહન કરશે નહીં! ઇતિહાસ પ્રસિદ્ધ મરાઠા ઓના તમે વંશજ છોને? ત્યારે શું તમે સ્વસ્થ બેસશો? 'હોમરૂલ લીગ ખટપટ કરેછે, જોઇએ શું થાયછે'! એવા ઉદ્‌ગારો શામાટે? 'જોવાનું શું તમારું કપાળ? શું આ તમારૂં કામ નથી? કેમ તમે આગળ થતા નથી? અમુક શું થાયછે તે જોઇએ એવા નામર્દપણાના ઉદ્‌ગારો કેમ કહાડો છો? જો તમારા હાથથી કઇ થતું ન હોય તો આ સભા સ્થાનમાં થી ઉઠી આજુબાજુના વાડાઓમાં જઇ બેસો!! અમારા શીંદે કહેછે. અમુક અસ્પૃશ્ય! અસ્પ્રશ્ય કોણ? આ અધિકારી વર્ગ પાસે અમે બધાજ અસ્પૃશ્ય થયા છીએ! બ્રાહ્મણો પણ સાહેબોને અસ્પૃશ્ય!! કલેકટર સાહેબને મળવા ગયા તો દૂરજ બેસવું પડે છે. એવી આજ સર્વેની સ્થિતિ છે. બીજાઓ કહે છે સ્ત્રીઓની સ્થિતિ સુધારવી જોઇએ. પણ હિંદુસ્તાનના પુરૂષો નામથી નહિં પણ કૃતિથી બાયલાજ બનેલા છે એ કોણ જોય છે! ઉત્તરોત્તર દેશની શી સ્થિતિ થતી જાય છે તે જુઓ! આ સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરનાર સ્ત્રી હોય, અસ્પૃશ્ય હોય, યા બ્રાહ્મણેતર હોય, જે કોઇ દેશનું કાર્ય કરવાને આગળ આવશે તેને હું દેવતા તરીકે પૂજવા તઇઆર છું. આ દેશનું કાર્ય છે એમા અભિમાન નથી. સ્પૃશ્યાસ્પૃશ્ય નથી. જો આ કરશો તો જગત્ તમોને માણસો કહેશે. એ ધ્યાનમાં રાખજો. આ અધિકારી વર્ગની રાજ્યપદ્ધતીથી દેશના વીર્યની હાની થઇ છે. આજ સુધી અમારૂં કહેવું સાંભળવાને કોઇ તઇઆર ન હતું, પણ આ મહાયુદ્ધ થી સરકાર સાંભળવા તઇઆર થઇ છે. ઇંગ્લાડ પાસે હથીઆરો પુષ્કળછે પણ તે ધરવા કોઇ મનુષ્યો તો જોઇએ ને? ઇંગ્લંડને લાગતું હતું ૫-૨૫ લાખ લઢવૈઆઓ હિંદુસ્થાનમાંથી સેહેજ નીકળશે! અને ૩૦ કરોડ વસ્તીમાં ૫-૨૫ લાખ માણસો એકઠાં થવા શું અશક્ય છે!

હવે કહેછે માણસો આપો. ૧૦૦ વરસો ઉંઘ્યા, કોઇ ગરદન ઉંચી કરી શકે નહીં તે માટે પ્રયત્નો કર્યા. અને હવે માણસો કયાંથી આપીયે? હવે અમારો વાંક કેમ કાઢો છો? તમારા નશીબને દોષ આપો! તમારા કર્મોને રડો!!! અમોને નિર્માલ્ય ન બનાવ્યા હોત તો આજે ૫–૫૦ લાખ માણસો લડવાને સામ્રાજ્યને મળ્યા ન હોત કે? અમારી માગણી અમોએ કરી, તે પર ચર્ચા પણ થઈ. હવે કહેછે ઉપરની સરકારના હકકો ના માગો. પ્રાંતિક હકકો આપીએ છીએ! આમ કેમ! જેઓનાં પૈસા તેઓનાજ તંત્રથી રાજ્ય ચાલવું જોઇએ. લગામ અમારા હાથમાં આપો, ઘોડાપર સ્વારી તમે કરશો તોપણ હરકત નથી. માગણી ઘણીજ નાની છે. ફક્ત લગામ આપો. અમે ઘોડાપર અને લગામ તમારા હાથમાં એમ અમોને હવે નથી જોઇતું. પડી જઇ શું તો બેહેત્તર! આજે પડશું તો કાલે ડાહ્યા થશું હળવે હળવે આપશું એમ કહેવું હવે ચાલવાનું નથી. કૅાંગ્રેસમાં ફરીથી જેમનો તેમ સ્વરાજ્યનો ઠરાવ પસાર થયોછે. અમે હવે ઓછું લેશું નહીં. આયર્લંડના લોકો જે ઠરાવશે તે આપવાને ઇંગ્લાંડ આજે તઇઆર થયું છે; તો અમેજ શું પાપ કર્યું છે? મૅાંટેગ્યુ સાહેબ અધિકારી વર્ગનો અને અમારો કજીઓ પતાવવા આવ્યાછે પણ આ વાદરાની વાત પ્રમાણે ન થાય એટલે બસ. એક વાંદરો બે બિલાડીઓનો ટંટો પતાવવા બેઠો. એક ત્રાજવામાં થોડો માંખો વધ્યો એટલે નાંખ મોઢામાં અને ફરી થી જોખવા માંડવું. અમારી માગણી અમોને મળવીજ જોઇએ અમારૂં કહેવું મૅાંટેગ્યુ-સાહેબ પાસે રજુ કર્યું છે. તેઓ આજ કાલ અધિકારી વર્ગની મુલાકાત લે છે. તેઓ જલદીજ ઇંગ્લાંડ જશે અને ત્યાં પાર્લામેંટ પાસે દાવો દાખલ થશે. એવા વખતે જો મૅાંટેગ્યુ સાહેબને આપણે મદત કરશું નહીં તો વાદી હાજર નથી. આ મુદ્દાપર દાવો કહાડી નાખવામાં આવશે. એ ધ્યાનમા રાખજો. પાર્લામેંટ આગળ અમારા સ્વરાજ્યનો પ્રશ્ન નીકળયો એટલે આપણી સ્થિતિ ત્યાંની પ્રજાને કહેવાને અમારા માણસોએ ત્યાં જવું જોઇએ. જોકે મૅાંટેગ્યુસાહેબ આપણને અનુકુળ હશે તોપણ અધિકારી વર્ગ તરફ તેઓની નજર જવી એ સ્વાભાવિક છે.

ખુદ ઇંગ્લાંડમા આજે સ્વરાજ્યનો વિરોધ કરવા સિડન હામ જેવા માણસો તાંકી બેઠા છે. તેઓનું કહેવું જુઠું પાડી ઇંગ્લાંડના લોકોની ખાત્રી કરી આપવી એ અમારૂં કર્તવ્ય છે. આફ્રિકાના લોકોને પણ સ્વરાજ્ય આપસું

એમ મુખ્ય પ્રધાન કહે છે. **એવો** આ સ્વરાજ્યનો શુભ ચોઘડીયો છે. આ ગુમાવશો નહીં. એવો સોના જેવો વખત ૧૦૦ વરસમાં પણ આવશે નહીં. દરેક દરવાજાપર લાત માર્યાથી દરવાજા ઉઘડતાં નથી. તમારૂં ઘર તમારા હાથમાં આવવું જોઇતું હોય તો મુખ્ય દરવાજાની ચાવી માગો એટલે બધા દરવાજા ખુલી જશે. સ્વરાજ્ય **એ કંઈ ફોકટની વસ્તુ નથી આ વખત તાલીઓ પાડવાનો નથી પણ પ્રયત્ન કરવાનો છે.** જ્યાં સુધી પરમેશ્વર અનુકુળ છે ત્યાં સુધીજ પ્રયત્નો ની હદવાળી નાખસો તો જશ મળશે. પ્રયત્ન કરવાને અચકાઓ નહીં. કોઇ કહે છે વિલાયત જાઓ નહી, સબમરીનં આવશે ! પણ સબમરીનની આટલીધાસ્તી શા માટે ? અહિંજ શું ઓછી ધાસ્તી છે ? પ્લેગ મ્હોઢું ફાડીને બેઠોજ છે. સંકટોથી ડરવામાં મરદાઇ તે શી? સ્વરાજ્ય જોઇએ તો સાહસપણ કરવું જોઇએ. અમે સ્વરાજ્ય છીનવી લેશું એવી હીંમત પકડો. તેને બંદુકની મુદલ જરૂર નથી. દૃઢ નિશ્ચયથી અને કાયદેસર ઉદ્યોગથી આપણું કામ ફતેહ થશે. કર્મ કરો ; તેનું ફળ આવવુંજ જોઇએ, આ કર્મશાસ્ત્રનો ગહન સિદ્ધાંત છે. 'સાહેબ, આજે આટલું આપ્યું તે બસ' એમ નહીં કહેતા. અમારી માગણીથી ઓછું મળશે તો 'હિંદીઓ સંતુષ્ટ થવાના નથી. એમ સ્પષ્ટપણે કહો. તમારા પૌરૂષત્વની પરીક્ષા લેવા ઇશ્વરે આ ભુતો ( સંકટો ) મોકલ્યાં છે, તેઓને પગતળીએ કચરી નાંખો. સ્વરાજ્ય આ કામધેનુ છે. તેની સેવા કરવી આ કંઇ મસ્કરીની વાત નથી. દિલીપે કેમ પોતાનો જીવ જોખમમાં નાંખ્યો તે ધ્યાનમાં લાવો. પરમેશ્વર વસ્તુઓ લાવી આપતો નથી તે પ્રયત્નીને જશ આપે છે. ગાય, ભેંસોને જેમ તમે હાથમાં ડંડકો લઈ હાંકો છો તેમ તમોને પરમેશ્વર હાંકનાર નથી. પરમેશ્વર સર્વ સામગરી તઇઆર કરી રાખી છે; હવે અન્ન તઇઆર કરવાની ખટપટમાં પડો. દૃઢનિશ્ચયથી પ્રયત્નો કરવા મંડો એવો છેલ્લો સંદેશો તમને ઇશ્વર સ્ફુર્તિથી કહી અને ઇશ્વર તમોને પ્રયત્નો કરવાની બુદ્ધિ આપે એવી તેની પ્રાર્થના કરી હું મારૂ ભાષણ પુરું કરૂં છું

---

## વ્યાખ્યાન ૧૫ મું.

# સ્વરાજ્ય મંત્ર.

(ખંડવા તા૦ ૬-૨-૧૮)

આજે આ પ્રોગ્રામમાં મારે હિંદીમાં બોલવું એમ ઠરેલું છે. પણ મારી માતૃભાષા હિંદી નથી. અર્થાત મારી હિંદી ભાગેલી તુટેલી અને અશુદ્ધ હશે એ ખુલ્લું છે. તમેજ જો આગ્રહ કરશો તો હું થોડું બોલીશ પણ જે ભૂલો થશે તેનો દોષ તમારા આગ્રહ ઉપર આવશે. આજ કલકા દિન સ્વરાજ્ય કા હૈ. દસ બરસકે આગલ્ઐસા થા કી, મુંહમે સ્વરાજ્ય નિકાલનેવાલેકુ સજા હોતીથી. આજ વો સમય નહિં હૈ. વો ફરક કૈસા હો ગયા ! યુરપમેં જો મહાયુદ્ધ ઉપસ્થિત હો રહા હૈ વો ઇસકા કારન હૈ. મહાયુદ્ધમેં એ બાબ વિલાયતકે લોગોકે ધ્યાનમેં આચુકી હૈ કી હિંદુસ્થાનકી ઉન્નતિ ન હોગી તો સામ્રાજ્યકી ઉન્નતિ ભી ન હોગી. આંજ સૌ બરસ હિંદુસ્થાનકા ઐસા કારભાર ચલા હૈ કી સબ બડે અધિકારી બિલાયતસે આતે હય ઔર સબ સબર્ડિનેટ લોગ નેટિવ્હ નિયુક્ત કરતે હૈ. ઇનિકા કયા પરિણામ હો ગયા. મહાયુદ્ધ સુરૂ હુવે તો હિંદુસ્થાનમેં દસ બીસ કોટી ભી સૈન્ય નહીં મિલા. હિંદુસ્થાનમેં તીસ કરોડ આદમી હૈ. ઔર રજો ફક્ત પાંચ લાખ મિલનેકા કારન કયા હૈ. સબ લોક નામર્દ બન ગયે હૈ. અબા આદમી મિલનેકે વાસ્તે જબરદસ્તી કરના પડતી હય. કયૌ, આપ પહિલે જવાન નહિથે? શૂર નૈથે ? મર્દ નૈથે ? મહારાષ્ટ્રમેં ઐસા થા કી પેશ્વે સરકારકા હુકૂમ હોનેકો દો લાખ આદમી જમા હોતે થે. અભિ અદમી ન મિલનેકા કારન તરવારકા નાગર બના હૈ. અભિ નાગરકા તરવાર બનનેકુ થોડા દેર લગેગા. ઇસકા ઐસા પરિણામ હુવા કી સર્વત્ર શાંતતા હુઇ. ફિર શાંતના શાંતતેમેં ફેર હૈ. સ્મશાનમેભિ શાંતતા રહતી હય ઔર દેવાલયમેં ભિ શાંતતા રહતી હૈ. હિંદુસ્થાનમે જો શાંતતા હૈ વો નામર્દ, પરાક્રમહીન શાંતતા હૈ. શાંતતા ચાહિએ ફિર ઐસી પરાક્રમહીન શાંતતા નહિ ચાહિએ. પૈલા ઐસા નહી થા. અભિ હમ લોક કયા મંગતે હૈ. સ્વરાજ્ય. સ્વરાજ્યકા માયના કયા હૈ લોગોપર વિશ્વાસ રખના. વિશ્વાસકી રાજ્યવ્યવસ્થા અચ્છી તરેહસે હોતી

है. स्वराज्यका _अे मायना कोइ अभि राजद्रोही तही समजते. अभि तो ऐसा हो गया है की स्वराज्यकी चर्चा करनेके वास्ते ખુદ स्टेट सेक्रेटरी साहेब मि, मॅांटेग्यु इधर आये है. अभि जो स्वराज्यका वाद है इसका निकाल पार्लमेंटमें हो जायगा. प्रस्तुत राज्यव्यवस्थामें बदल होना चाहिअे ऐसा मॅांटेग्यु साहेबभि कहते है. हमारे स्वराज्यकु सब विलायतके लोक अनुकूल करना चाहिअे. अभि अेक बेप्टिस्टा साहेब गये तो लेबरपार्टीने अनुकूल ठराव किया है. ऐसे विद्वान् ऑार पुढारी दस पांच अदमी जाना चाहिअे. पार्टीने ऐसा ठराव किया है. The labour party pledges itself to Support the Cause of Home Rule for India. मजूरदार लोगोंकाजो विलायतमें पक्ष है वो मदत करनेकु तैयार है. नहि, वो मदत करनेकु शपथ लेते है. अेकहि अदमी गया हय तो ऐसा आन्दोलन हुवा है. अभि बहुत जाते तो बहोत आंदोलन हो जायगा. दसपांच अदमी विलायतकु जाते अेक बरसके अंदर होमरुल अवश्य मिलेगा. स्वराज्य कायदेशीर है इसमें डर कोइ नही है. वहां जागृती करेंगे तो विलायतके लोगोंकी सहायता जरुर मिलेंगी. महायुद्धका पहिला कया मतलब है? विलायतके मुत्सद्दी ऐसे कहते है की महायुद्धका मतलब जगमें प्रजा सत्ताक राज्यपद्धति स्थापना करनेका है. वो महायुद्धका मतलब साध्य करनेके वास्ते दस पांच अदमी भेजना चाहिये. फिर पैसे बिगर बिलायतमे कैसा जायगा. बिलायतमें सब काम पैसेसे होता है. ऑार बिलायतमें बहुत महंगाइ भी हुइ है. अेक बॅप्टिस्टा साहेबकु वीस पचीस हजार रुपीया खरच हुवा. ऐसे पांच अदमी जाते तो अेक लाख रुपिया लगेगा. हम इससे जादा भाषण हिंदीमें नहीं कर सकते. (मराठीमां बोलो એવી બુમો). મારા હિંદી ભાષણમાં ઘણી ભૂલો થઇ હશે. જો નહીં કહેશો તો તમારી ભલાઇ સમજવી જોઇએ. સ્વરાજયની હિલચાલ શરૂ થયે ૩૦-૪૦ વરસો થયાં. તે પછી ૧૯૦૬ માં દાદાભાઇએ કૅાંગ્રેસમાં સ્વરાજયનો પોકાર કરયો. પણ સાતની સાલમાં સ્વરાજયને આગળ ધકેલવા એટલો પ્રયાસ પડયો કે કૅાંગ્રેસજ ભાગે છે કે શું એવી ધાસ્તી પેઠી. આજે તે સ્થિતિ નથી. સ્વરાજય બોલ્યા એટલે ફાંસી આવસે કે કેમ? એવી બિહીક હવે રહી નથી, ઘર મારૂં તેનો વહીવટ મને જોઇએ એમ કહ્યું તો તેમાં ખોટું શું?

અમે નાના હતા ત્યાં સુધી ઘરનો કારભાર તમે ચલાવ્યો પણ અમે હવે મોટા થયા છીએ. અમોને સ્વરાજ્ય આપ્યાથી હિંદુસ્થાનપર અથવા સામ્રાજ્યપર મોટું સંકટ આવશે એમ કંઇ નથી. ૧૮ ખાતાંઓ એમજ રહેશે. પોલિસ પણ રહેશે. પૂર્વે પેશ્વાઇમાં શું પોલીસ ન હતી? પોલીસ જોઇએ, અધિકારીઓ જોઇએ, ખાતાંઓ જોઇએ, રાજ્ય જોઇએ, બધું જોઇયે. ત્યારે બદલાશે શું? પદ્ધતી બદલાશે. આજે જે હુકમો ગવર્નર છોડે છે તેજ કાલે અમારા પ્રતિનિધિઓની સલાહથી છુટસે. અધિકારીઓને શું, જે ઉપરથી હુકમો આવે તે પાળવાના. તેઓને ગવર્નરે છોડયા શું અને લોકોના પ્રતિનિધિએ છોડયા શું એમને સરખાંજ છે. ફેરફાર થવાનો છે તે અધિકારીઓમાં નહીં, પણ તે હુકમો જ્યાંથી છુટવાના ત્યાંથી. દેખાવમાં વાત ઘણી સહેલી છે. પણ તેના માર્ગમાં આજ સુધી સેંકડો વિધનો આવ્યાં તે શું બાદશાહ લાવ્યા? રાણી સરકારે તો સ્પષ્ટ કહ્યું છે કે 'પ્રજાનો સંતોષ એજ અમારા રાજ્યની મજબુતી છે' રાણી સાહેબને આ પંકતી પ્રપંચ જોઇતો નહી હતો તેજ અમોને નથી જોઇતો અને આનુંજ નામ સ્વરાજ્ય! સ્વરાજ્યનું ધ્યેય કાયદેસર છે એમ શહેનશાહ, પાર્લામેંટ, વાઇસરૉય, સર્વ કોઇ કહે છે સ્વરાજ્ય કાયદેસર પણ તે મળવાનું કયારે એજ સવાલ છે. પોલીસ પ્રશ્ન કરે 'તને સ્વરાજ્ય જોઇએ?' તો 'હા' એમ ચોકખો જવાબ દેવો. સ્વરાજ્યનો વાદ વિલાયતમાં ચાલનાર છે. ત્યાં આપણે વાદી અને સિદ્દનહૅમ થતા ઇંડોબ્રિટિશ ઍસોસીએશન પ્રતિવાદી છે. હજી પરમ દહાડેજ લેબર સભામાં સિડનહામ સાહેબ ડહાપણ ડોળવા ગયા હતા પણ મજુર પક્ષે કંઇ સાંભળયું નહી. ઉલટા તેઓએ અમનેજ ટેકો આપ્યો. અમારા શત્રુઓને લાગે છે કે અમે હજી છોકરા છીએ, અમને સ્વરાજ્ય આપવામાં આવે તો કજીયા થશે. પણ આ સર્વ ખોટું છે. જે બ્રિટિશોનું સામ્રાજ્ય આખા જગતપર ફેલાયલું છે તેઓએ અમેરિકાના મોઢા તરફ શું કામ જોવું જોઇએ? જેના ઘરમાં ત્રીસ માણસો છે તેઓએ પોલીશની મદત માગવી એ હસવા જેવું છે. ઘરના ભાઇઓને પુરતું ખાવા પણ ન આપવું અને ઘરપર હલ્લો આવ્યો એટલે દશ સિપાઇઓને બોલાવવા એ શું ડહાપણ કે? જે શહેનશાહ આગળ આખા જગતની એક પંચમાંશ પ્રજા છે તેણે ફ્રાન્સ અમેરિકા તરફ શા વાસ્તે જોવું જોઇએ? હિંદુસ્થાનમાં સેહેજ ૫-૬ કોટી

સૈન્ય એકઠું થઇ શકે. એટલા માણુસો ફ્રાન્સ કે જર્મનીમાં જાય તો તેઓને રહેવાને જગા પણ પુરી ન પડે. હિંદુસ્થાન બલિષ્ઠ થાય તો તેમાં સામ્રારાજ્યનુંજ શું પણ આખા જગતનું હિત સમાયલું છે. આ વખત અનુકૂળ છે. આ વખતે પ્રયત્ન કરશો નહી તો હું પણ સિડનહૅમ પ્રમાણે બોલવા મંડીશ જે આ લોકો સ્વરાજ્ય માટે નાલાયક છે. આજે હિંદુસ્થાનમાંના ભેદભાવ નષ્ટ થયાં છે. હિંદુ-મુસલમાનમાં કોઇ ઠેકાણે ટંટો હશે તો તે અપવાદ જેવો છે. તેથી ઐક્યજ સિદ્ધ થાય છે. તમે આ અનુકૂળ વખતે જોરથી પ્રયત્ન કરશો તો પરમેશ્વર તમને જરૂર ભૂલશે નહી. તમોને પરમેશ્વર પ્રેરણા કરે એવી તેની પ્રાર્થના કરી હું આ ભાષણ પુરૂં કરૂં છું.

---

## વ્યાખ્યાન ૧૬ મુ.

# સ્વરાજ્ય.

( ખામગામ તા. ૮-૨-૧૮ )

ગયા દસ વરસોમાં પરિસ્થિતિમાં જે ફેરફાર થઇ આવ્યો છે. તેનું કારણ માનવી પ્રયત્નો નથી. ૧૯૦૬ માં દાદાભાઇએ સ્વરાજ્યનો વાવટો ફરકાવ્યો. ત્યારે એમ શમજાયું કે પરચુરણ માગણીઓથી કંઇ વળવાનું નથી. રસોઇમાં મીઠું ઓછું થયું કરો અરજી. દારૂનો પીઠો ન જોઇએ, કરો અરજી. એવી બચ્ચાંઓની રમતો અમે તે અગાઉ કરતા હતા. સર્વ સત્તા એકદમજ માગવી જોઇએ એવો અમને તથા દાદાભાઇને પણ અનુભવ આવ્યો. તે વખતે તેઓની ઉમર ૮૪ વરસની, ૫૦ વરસો સુધી રાજકીય બાબતોમાં માથું મારેલું, તેઓ પાર્લામેન્ટના મેમ્બર હતા, એવા મોટા માણસે સ્વરાજ્યનો ઉપદેશ કર્યો. પણ ‘ **उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शांतये** ’ એવી તે ઉપદેશની હાલત થઇ. તે બહુ મોટા હતા એટલે તેઓને હાથ લગાડવો શકય ન હતું. પણ તે ઉપદેશ જે અમલમાં લાવશે તે રાજદ્રોહી એમ અધિકારી વર્ગ કહેવા લાગ્યો. દાદાભાઇ મોટા જેથી તેઓને અડયા નહી, પણ તમારા અમારા જેવાઓના પ્રાણ ધાસ્તીમાં આવા પડયા. ૧૯૦૮ માંજ બંગાળાની સરકારે એક સ્વરાજ્ય-વાદી પર કેસ કર્યો.

મેજીસ્ટ્રેટે તેને દોષી ઠરાવ્યો પણ જ્યારે બાબત હાઇકોર્ટ પાસે ગઇ ત્યારે સ્વરાજ્ય કાયદેસર ઠરાવવામાં આવ્યું. અધિકારીઓ કહેવા લાગ્યા કે તમે અમોને દોષ આપો છો. અમને હાંકી કાઢવાની તમારી કોશીસ છે. અમને હાકી કહાડવા એ બાદશાહી વિરૂદ્ધ રાજદ્રોહ કરવા બરોબર છે કારણ અમે બાદશાહના પ્રતિનીધિ છીએ. સ્વરાજ્ય માગનારાઓ બધા દોષિત ઠરયા. શિક્ષાઓ થઇ, હદપાર થયા, સર્વ તોફાન એકદમ ચડી આવ્યું પણ આગળ જતાં સુદૈવે હાઈકોર્ટે નિકાલ આપ્યો કે **સ્વરાજ્ય માગવું રાજદ્રોહી નથી.** કારણ જો જગતમાં સર્વ લોકો સ્વરાજ્યનો ઉપભોગ લે છે તો તે હિંદુસ્તાને માગ્યું તેમાં શું ખોટું કર્યું? જે દાદાભાઇએ માંગ્યું તે પ્રત્યેક હીંદીએ માગવું એ તેનું કર્તવ્ય છે. પણ એટલું સિદ્ધ કરવાને વાસ્તે એક આહુતિ આપવી પડી. કારણ આહુતિ આપ્યા સિવાય દેવતા પ્રસન્ન કેમ થાય? હાઇકોર્ટે સ્વરાજ્ય કાયદેસર ઠરાવ્યું એ અમારા હિત્રશત્રુઓને પસંદ પડયું નહી. તેઓએ બીજીજ બાજી ગોઠવી "સ્વરાજ્ય કાયદેસર હશે પણ તે કંઇ ગેર કાયદેસર શબ્દોથી માગી શકાય નહીં." એમ તેઓ કહેવા લાગ્યા. "અમને ગાળો કેમ આપોછો" આ થયો બીજો દાવપેચ. પણ તેમાં પણ જશ અમોનેજ મળ્યું. અમે જો સ્વરાજ્ય માગીએ છીએ તો અગાઉની રાજ્ય પદ્ધતિના દોષ અમારે બતાવવાજ જોઇયે. અગાઉની રાજ્ય પદ્ધતિપર કડક ટીકા કરવી એ સ્વરાજ્યને પોષકજ છે. પછી કાયમ થયું જે **સ્વરાજ્ય જેમ કાયદેસર છે તેમ ટીકાપણ કાયદેસરજ છે** પછી આવ્યો ત્રીજો આરોપ. 'ન્યાયકોર્ટે ઠરાવ્યું તેથી શું થયું? 'ન્યાયખાતું શું ભુલશે નહીં'? પણ આ આરોપ પણ જલદીજ શિથિલ થઇ ગયો. કારણ પાર્લામેંટેજ જાહેર કર્યું જે હિંદુસ્થાનને સ્વરાજ્ય આપવું એ અમારૂં ધ્યેય છે.' વાઇસરોય સાહેબે પણ એજ બોલી બતાવ્યું એટલે કાર્યકારી ખાતાની અનુકુળતા મળી. પણ હજી સુધી સ્વરાજ્ય એટલે શું એ સ્પષ્ટ શબ્દોમાં માંડવામાં આવ્યું ન હતું. ૧૯૧૫માંજ આ યોજના જાહેર થવી જોઇતી હતી પણ તેમ થયું નહીં. પછી ૧૯૧૬-૧૭ સાલની રાષ્ટ્રીય સભામાં આ યોજના જાહેર કરવામાં આવી. પુર્વે હિંદૂ મુસલમાન એવા ભેદ હતા પણ લખનૌમાં તે પણ મટી ગયા. ૧૯૦૬ માં વેપારી વર્ગ અનુકુળ ન હતો પણ ગયા દિવસમાં કલકતેથી મુંબઈ સુધી હું ફર્યો, ત્યારે મને એમ જણાયું કે હવે વેપારીઓ સ્વરાજ્યને

અનુકુળ છે. મિસિસ બિસાંટે કહ્યા પ્રમાણે સ્ત્રિઓમાં પણ જાગૃતી થઇ છે. પછી છોકરાંઓ પર સકતી કરવામાં આવી જે તેઓએ સભાઓમાંજ ન જવું. દેખાડવામાં કારણ ઘણું મજાનું છે જે છોકરાંઓ બગડે છે, તેઓના મનપર માઠી અસર થાય છે. માબાપો કરતાં અધીકારીઓને છોકરાંઓની વધારે કાળજી! છોકરાંઓનું રાજકીય શિક્ષણ બંદ કરવામાં આવ્યું પણ **કાલનો પ્રવાહ એટલો મોટો છે કે તે આગળ કોઇપણ પ્રતિબંધ ટકી શકે નહીં.** દાદાભાઇ ગયા અમે પણ જશું પણ હિંદુસ્થાનને સ્વરાજ્ય મળવુંજ જોઇએ એવી પુર્ણ ભાવના. દરેકના દીલમાં થવી જોઇએ.

સ્વરાજ્યનો અધિકાર આટલો વખત હિંદુસ્તાનને કેમ આપવામાં ન આવ્યો? અધિકારીઓનું કહેવું છે તમે નાલાયક છો. શું અમે પુર્વે સ્વરાજ્ય ઉપભોગતા ન હતા? આ અંગ્રેજો અમારા દેશપર ન આવતે તો જાપાન પ્રમાણે અમે પણ શું બલાઢય ન થયા હોત? લોકોના હાથમાં જો વહિવટ આપવામાંજ ન આવ્યો તો તેઓ પણ શું કરે? અમોને બાદશાહ પણ જોઇએ છે, ખાતાંઓ પણ જોઇએ છે અને પોલીસ પણ જોઇએ છે. અમારૂં સ્વરાજ્ય થયું એટલે શું અમોને નોકરો ન જોઇએ! હાલના નોકરો સારા હશે તો રાખીશું. તેઓ લોકોની ઇચ્છા પ્રમાણે ચાલે એટલે થયું. આ સ્વરાજ્ય ૧૯૦૬ થી માગીએ છીએ પણ તેને અનુકુળ વખત હાલ આવ્યો છે; આ વખતે ઉંઘશો કે ખટપટ કરશો? આજે રાજદ્રોહની બિહિક ગઇ છે પણ હજી અમારી સ્વરાજ્યની માગણીને અધિકારી વર્ગના 'મહત્વ'નું વિધ્ન આડું આવશે. પોતાનાં હાથમાંથી સત્તા જવા લાગે એટલે માઠું લાગવું એ સ્વભાવીકજ છે. સત્તાથી માણસ એક રીતે આંધળો બની જાયછે. અધિકારી વર્ગ સ્વાર્થ માટે આ પ્રયત્ન કરનાર છે માટે વિધ્નો ભાંગી પાડવાની ખટપટ કરવી એ આપણું કર્તવ્ય છે. હવે આગળનું કામ વિલાયતમાં ચાલનાર છે. મોંટેગ્યુ સાહેબ વિલાયત જસે એટલે પાર્લામેંટપાસે અધિકારી વર્ગ હકીકત રજુ કરસે તે વખતે આપણા વકીલો ત્યાં નહીં હોય તો આપણો પક્ષ નબળો પડસે અને કોરટ દાવો કાઢી નાખશે. માટે આજદીન સુધી કરેલા ઉદ્યોગપર પાણી ફેરવશો કે મદત કરશો એ મારો પ્રશ્ન છે. મુહૂર્ત બહુ સારો આવ્યો છે પણ તે વખતે જો વરકન્યા ઠેકાણે નહીં હોયતો લગન કયાંથી થશે? કાલ કંઇ તમારા પ્રયત્નોની રાહ જોસે નહીં તે તો ઝપાટાબંધ આગળ વધ્યોજ જાય છે. ખટપટ

કરસો તો આખો મજૂરપક્ષ તમારી મદતે આવસે. મજૂરોને તમારી સ્હાનુભૂતિ ઉત્પન્ન થઇ છે કે હિન્દુસ્થાનને સ્વરાજ્ય મળયા શિવાય સામ્રાજ્યં તરી શકશે નહીં. હાલજ મજૂર પક્ષ આપણી તરફેણમાં થયો છે એથી પણ વધુ પ્રયત્નો થવા જોઇએ. આપણી માગણીઓને વિરોધ કરવાને અધિકારી વર્ગ તરફથી લૉર્ડ સિડનહૅમ સાહેબ તાકી બેઠા છે. તેઓનો પરાભવ થવો જોઇએ. તેઓ શ્રીમંત છે એ ધ્યાનમાં રાખજો પણ આપણને તેથી ડરવાનું કારણ નથી. આપણો પક્ષ ન્યાયનો છે અને **'यतो धर्मस्ततो जयः'** એ ન્યાયપ્રમાણે જશ અમોનેજ મળસે. ઇંગ્લાંડ સુલેહ કરવા લાગસે એટલે તેને અમે એવો પ્રશ્ન પૂછી શકીશું કે તમે કાળાભીલ જંગલી એવા આફ્રીકાના સીદીઓને પણ સ્વરાજ્ય આપવાને તૈયાર થયા છો તો પછી હિન્દુસ્થાનનો કયો રસ્તો ? તે વખતે હિન્દુસ્થાનને સ્વરાજ્ય આપ્યાશિવાય છુટકોજ નથી. પણ તમારા તરફથી વિદ્વાન અને હોશીયાર વકીલો ત્યાં જવા જોઇએ. દાદાભાઇએ બીજ વાવ્યાં, ઇશ્વરે વરસાદ પાડ્યો હવે તમે ફળો ખાવા જેટલો પણ પ્રયત્ન કરશો કે સ્વસ્થ બેગી રહેશો? આ વખતે ઉંઘસો તો તમારા જેવા દુર્ભાગી તગેજ એમ દુનિયા કહેસે. હિન્દુ મુસલમાન, મરદ સ્ત્રી, ખ્રિસ્તી પારસી, દરેક જણે રાષ્ટ્રકાર્યને આ વખતે મદત કરવી જોઇએ. ઇશ્વર એમ સમજે છે જે તમો માણસો છો, તો પછી માણસો જેવો ઉદ્યોગ કરો. આજે ઉદ્યોગ નહીં કરસો તો 'અમે મનુષ્યો નથી. પણ ઢોર છીએ એવું તમોને કબુલ કરવું પડસે. પ્રયત્નો કરશો નહી તો તમારા ભાવી વંશજોના શ્રાપ તમારે માથે બેસશે. અમે કાર્ય કરવા તમારી આગળ ઉભેલા છીએ, મદત કરશો તો તરશો.

---

## વ્યાખ્યાન ૧૭ મું.

## ડેપ્યુટેશનનું કાર્ય!

(પૂના તા૦ ૨૧ મી માર્ચ સને ૧૯૧૮)

અમે વિલાયત જઇયે છીએ તે ફકત ભિખ માગવાને જતા નથી, પણ બ્રિટિશ મુત્સદીઓને તથા બ્રિટિશ લોકોને હિંદુસ્થાનની પરિસ્થિતિ સમજાવવા જઇએ છીએ. આશ્ચર્ય એવા કાળના ઓઘને લીધે સર્વ જગ-

તુનો ઇતિહાસ બદલાઇ ગયો છે, એશિયા ખંડના દક્ષિણ ભાગમાં સર્વ દેશના મસ્તકપર રશિયન સામ્રાજ્ય પ્રસરી રહ્યું હોવાથી સને ૧૮૮૦ થી બ્રિટિશ સરકારને રશિયાનો ડર લાગતો હતો. પરંતુ જર્મનીએ રશિયન સામ્રાજ્યના ટુકડે ટુકડા કરી તેમાં પોતાનો હાથ ઘાલ્યાથી હવે એશિયા-ખંડમાં જર્મનીનો ભય ઉપસ્થિત થયો છે. આ ભયમાંથી હિન્દુસ્થાનનું રક્ષણ કેવીરીતે કરવું? શું અફગાનિસ્થાનની સરહદપર જપાની સૈન્ય લાવવાથી આ કામ પાર પડશે? **આજ સુધીની અહીંની નોકરશાહીની રાજ્યપદ્ધતિથી હિન્દુસ્થાનમાંનું લશ્કરી સામર્થ્ય ઉલટું બગડાઇ ગયું છે.** બે લાખ સૈન્યના આધારે ૩૦ કરોડ લોકોપર અમે રાજ્ય ચલાવીએ છીએ આવી તેઓની પતરાજી! પણ તેનું પરિણામ શું આવ્યું તે જુઓ. યુદ્ધપ્રસંગે હિંદુસ્થાનમાંથી પાંચ છ લાખ કરતાં વધું સૈન્ય ઉભું થઇ શક્યું નહીં. પણ આટલા સૈન્યથી શું થવાનું હતું? ત્યાં જર્મનીને સમુદ્ર તથા જમીનના માર્ગપર રોકવાનો પ્રયત્ન ચાલુ હતો, પણ તે નિષ્ફળ ગયો. હવે જર્મનીને રોકવાને ક્યાંનું સૈન્ય લાવવું? પછી જપાનનું સૈન્ય મંગાવો, અમેરિકાનું સૈન્ય મંગાવો એવી ધાંદલ શરૂ થઇ. અંગ્રેજી વર્તમાનપત્રો કહે છે કે જપાનપર વિશ્વાસ રાખો, અમેરિકાપર વિશ્વાવ રાખો! પણ હું પુછું છું, શું જપાન સ્વાર્થ સાધ્યા શિવાય રહેશે? જપાનપર વિશ્વાસ રાખવા કરતાં હિંદુસ્થાન પરજ વિશ્વાસ રાખશો તો તેથી શું બગડશે? પણ પછી અહીં નોકરશાહીના કેમ ઢંગ ચાલશે? જે બાદશાહના અમલનીચે (એક હિંદુસ્થાન માંજ) ૩૧ કરોડ પ્રજાજન છે તે બાદશાહને જપાનતરફ, ઢીલું ડાચું કરવાનો કોણે પ્રસંગ આણ્યો છે? આ નોકરશાહી એજ કે નહીં? હિંદુસ્થાનમાંથી જેટલી લશ્કરી મદદ મળવી જોઇએ તેટલી મદત ન મળવાના પાતકનો ધણી કોણ? અમે કે આ નોકરશાહી? આ સર્વ નોકરશાહીની ભૂલનું (ધોરણનું) ઘોર પરિણામ છે. પણ આ વાત નોકરશાહીએ વિલાયતમાંનાં નાગરિકો પાસે હજી ગુપ્ત રાખી છે. આ ગુપ્તપણાનો પડદો દુર કરી વસ્તુસ્થિતિ સમજાવવી એ ડેપ્યુટેશનનું પહેલું કામ છે. આ કામમાટે સિડનહેમની ટોળી સંકટો ઉભાં કરવા માટે ખટપટ કરે છે. પરંતુ મી. લોઇડ જ્યોર્જ પ્રભૃતિ વિલાયતમાંના પ્રમુખ મુત્સદ્દીઓના લક્ષમાં આ વાત આવી ગઇ છે. વિચારશીલ મુત્સદ્દીઓને

આ વાત ધ્યાનમાં આવવીજ જોઇએ. વિલાયતમાંના મતદાર સંઘનેપણ આ યુક્તિવાદ પસંદ પડયો છે. એમ જો નહીં હોત તો તેઓએ બે. બાપ્ટિસ્ટાની ચળવળને મદદ કરી ન હોત તથા નોટીંગ હેમમાંની પરિષદમાં સ્વરાજ્યનો ઠરાવ પસાર કર્યો ન હોત. સિડનહેમ સાહેબ અહીંયાં હતા ત્યાં સુધી ઘણા સત્તાધારી હતા. પરંતુ વિલાયતમાં તેઓની તથા એકાદ મજુરની યોગ્યતા શરખીજ છે, કારણ કે બંનેને સરખાજ એકેક મત છે! તેમાં વળી સિડેનહેમ સાહેબના બ્યુરોક્રેટીક મતને હવે ત્યાં કોઇ પુછતું નથી; અને તેથીજ નવરો હજામ પાટલા મુંડે જેવું નિરર્થક કાર્ય તેમણે આરંભ્યું છે. જયારે અમે મજુરપક્ષને હિંદુસ્થાનની પરિસ્થિતિ વિષે સમજાવી કહેશું ત્યારે તેઓ સેહેજમાં સમજી શકશે કે હિંદુસ્થાનમાં અસંખ્ય મનુષ્યબલ હોવા છતા વિલાયતના મજુરોનેજ પોતાના ઉદ્યોગધંધા છોડી ફ્રેંચ રણભૂમિપર મરતા જવાનો જે વારો આવે છે તે આ નોકરશાહીના ભૂલની રાજ્યપદ્ધતિને લીધેજ. હિંદુસ્થાનના લોકોના અંતઃકરણો સ્વરાજ્યના જાદૂથી આકર્ષિત કરી તેઓના મનુષ્યબલનો યોગ્ય ઉપયોગ કરી લીધો હોત તો ફ્રેંચ રણભૂમિપર આપણા પુત્ર, પૌત્ર, ભાઇ, કાકા અને મામાનો બલિદાન આપવાનો પ્રસંગ આપણાપર આવ્યો ન હોત. આ વાત ઇંગ્લાંડના મજુરપક્ષના ધ્યાનમાં ઉતરશે તો તેઓ સિડનહેમનું સાંભળશે કે આપણું સાંભળશે? સારાંશ સિડનહેમ જોઇયે તેટલી ખટપટ કરે તોપણ તેની બાજુ યશસ્વી થવાની નથી. કારણ કે તેઓની બાજુતરફ સત્ય નથી. સત્યતો અમારાજ પક્ષમાં છે. **यतो धर्मस्ततो जयः** આ સિદ્ધાંત ત્રિકાલાબાધિત છે. હાલ જગતના ઇતિહાસનો ઓઘજ બદલાયો છે, તેને લોર્ડ સિડનહેમ કેટલો વખત રોકી શકશે. કાલચક્રના અલૌકિક સામર્થ્ય કરતાં શું સિડનહેમ સાહેબની શક્તિ વધારે છે? તો પછી અમારે તેનાથી ડરી જવાનું શું કારણ છે? જગતમાં સ્વાતંત્ર્યનો પવન વાવા લાગ્યો છે. પ્રે. વિલસન કહે છે કે જગતમાં સ્વરાજયના સ્વૈરસંચારને કોઇ પણ જાતનો પ્રતિબંધ થઈ શકે નહીં; અને તેના માટે આ યુદ્ધ ચાલી રહ્યું છે. બેલજીયમને સ્વાતંત્ર્ય આપવુ જોઇયે, સર્વિઆને આપવું જોઇયે અને આફ્રિકામાંના કાળા લોકોને પણ આપવું જોઇયે! શું ત્યારે હિંદુસ્થાનનેજ અપાત્ર ઠરાવશો? સુલેહની વખતે જર્મન સંસ્થાનોને સ્વરાજ્ય મળવું જોઇએ એમ અંગ્રેજ

અધિકારીઓ જ્યારે કહેશે, તે વખતે હિંદુસ્થાનને તમે શું આપશો? એવો સામો પ્રશ્ન જો જર્મન અધિકારીઓએ કર્યો, તો તેઓને આ લોકો શું જવાબ આપશે? સારાંશ જગતમાં હાલ સ્વરાજ્યનો પવન વાય છે. આ અનુકૂળ પવનની ગતીમાં અમે અમારા ડેપ્યુશનનું વહાણ ચલાવશું. માર્ગમાં અડચણો તથા વિઘ્નો ઘણાં નડશે પરંતુ અમે કંઇ અમારા એકલાના નશીબપર નથી નિકળ્યા. જુલિઅસ સીઝરનો અનુવાદ કરી હું એમ કહું છું કે હિંદુસ્થાનના તેત્રીસ કરોડ લોકોના નશીબને સાથે લઇને અમે જવાના છીએ. શું આટલા લોકોના નશીબ તદ્દનજ ખરાબ હશે? પરમેશ્વરે અમારા અંતઃકરણમાં જે સ્ફુર્તિ ઉત્પન્ન કરી છે તે શું વ્યર્થ ગુંમાવવાને માટે? સર્વ બાજુથી અમને દૈવ અનુકૂળ હોવાના ચિન્હો દેખાય છે. માત્ર અમારે પ્રયત્ન જારી રાખવો જોઇએ. બ્રિટિશ સામ્રાજ્યનું સંરક્ષણ કરવાને હિંદુસ્થાને તૈયાર થવું જોઇએ. હિંદુસ્થામાંથી કેટલા લઢવૈયાઓ યુરોપની રણભૂમિપર આવી શકશે? એવો પ્રશ્ન જો કોઇ કરશે તો હું તેને આ ઉત્તર આપીશ કે 'ફ્રાન્સ તથા જર્મનીમાં તેઓને રહેવાને પણ જગા પુરી થશે નહી એટલા સિપાઇ હિંદુસ્થાનમાંથી આવી શકશે!' અમે શું ના મરદ છૈએ કે લઢાઇ પર ન જઇ શકીએ? અમે પૂર્વે લઢાઇઓ કરી નથી કે શું? પરંતુ અમારો ઉપયોગ કરી લેવાની નોકરસાહીની ઇચ્છા ક્યાં છે? **તેમણે પોતાના સંકુચિત ધોરણને લીધે હિંદુસ્થાનને બ્રિટિશ સામ્રાજ્યના ગળામા લાદેલું એક પત્થરનું ઢેકું બનાવ્યું છે!** આ ઢેકું જો એમજ રહી જશે, એને તુંબડારૂપમાં જો નહીં ફેરવી શકાય તો આ ઢેકું પોતે ડુબશે સાથે બ્રિટિશસામ્રાજ્યને પણ ડુબાડશે. પણ તેને તુંબડોના આકારમાં ફેરવવામાં આવે તો તે બ્રિટિશ સામ્રાજ્યને તારી શકશે. આ ઢેંપામાંથી તુંબડું કેમ બનાવી શકાશે? તે સ્વરાજ્યના જાદુથી બનાવી શકાય! હિંદીલોકોને પોતાના રાજકારભારમાં પોતાપણું ભાસવાદો, આ બે જવાબદાર રાજ્યપદ્ધતિ નષ્ટ થઇ તેની જગાપર જવાબદાર રાજ્યપદ્ધતિ આવવાદો, એટલે બ્રિડિશસામ્રાજ્યનુંજ શું પણ સર્વ જગતનું સંરક્ષણ કરવાને હિંદુસ્થાન સમર્થ થશે. અમારે વિલાયતમાં જઇને એજ શિષ્ટાઇ કરવી છે. પણ અમારા ત્રણચારના કહેવાથી શું થશે? તંબુરાના તારનો આવાજ વધારવાને માટે જે પ્રમાણે તંબુરાને તુંબડાની જરૂર પડછે, તે પ્રમાણે

તારના અવાજની આસપાસ તમારા સર્વના પોકારનો ડાંગર રહેવાદો એટલે અમારો સુર એટલો મોટો નીકળશે કે તેનો પ્રતિધ્વનિ સર્વત્ર ગજબજી રહેશે. આવી રીતે અમારા કાર્યને હિંદુસ્થાનમાંથી સાહાય મળશે તો આ કાર્ય યશસ્વી થયા શિવાય રહેશે નહી.

---

## વ્યાખ્યાન ૧૮ મું.

# અમે સ્વરાજ્ય માગવા જઇએ છીએ !

( મુંબઇ દાણાબંદર તા. ૨૫ મી માર્ચ ૧૯૧૮ )

બ્રિટિશ પ્રજાપાસે અમારે જવાનું છે. અમને માર્ગમાં ઘણા વિઘ્નો નડશે. વિઘ્નોનો આજ કાલ રાફડો ફાટયો છે, આકાશપર, જમીનપર, અને પાણીપર જયાં જોઇએ ત્યાં વિઘ્નોને વિઘ્નોજ છે. વિઘ્નો પરમેશ્વરની ઇચ્છાથી આવેછે અને પરમેશ્વરની ઇચ્છાથી જાયછે. **પરમેશ્વર વિઘ્નકર્ત્તા છે અને પરમેશ્વર વિઘ્નહરતા છે.** આજે સ્વરાજયને માટે જે લડાઈ કરવાની છે. તે ભયંકર રકતપાત કરી કરવાની નથી પણ શાંતતાથીજ કરવાની છે. જે રકતપાત થાયછે તે અમારા દેશમાં નહીં, પણ યુરોપમાં થાયછે. આ રકતપાત શા માટે થાયછે? આખી દુનિયાનો સ્વતંત્રતા અપાવવાને માટે થાયછે. અર્થાત હિંદુસ્થાનને પણ સ્વરાજ્ય મળવું જોઇએ. આજે જર્મન લોકો, તમારા માટે પોતાના પ્રાણ અર્પેછે; આથી તમને ફાયદો થવાનો છે. પ્રે. વિલ્સન જેવા માણસો શું કહેછે! યુરોપ-દેશ ચાલાક છે, સમજુ છે, પોતપોતામાં લઢાઇ કરી દુનિયાને સ્વતંત્રતા આપવાના માટે તે બહાર પડયો છે. ઇશ્વરની ઇચ્છાથી અનુકૂળ વખત આવ્યો છે. પરમેશ્વર યુદ્ધના રૂપમાં તમને કહેછે કે જુઓ! મેં મિત્ર-રાજયોને દુનિઆને સ્વતંત્રતા આપવા માટે તૈયાર કરી રાખ્યા છે. (તાળીઓ) રશિયાની કેવી સ્થિતિ થઈ છે? બિચારા ઝારને તારથી રાજ્ય છોડવું પડયું! ત્યાં ઇંગ્લાંડમાં શું થયું? ઇંગ્લાંડના વડાપ્રધાન તારથી રશિયાનું અભિનંદન કરવા લાગ્યા! (હાસ્ય) આ પ્રમાણે વખત બદલાયો છે. આ કાલ ચક્ર જો એકવખત ફરવા લાગે કે તે રાજાને રંક અને રંકને રાજા

બનાવી મુકે છે. હવે અમે ફક્ત રંકમાંથી રાજા થવાને બાકી રહ્યા છીએ. આ યુદ્ધનું પરિણામ કંઇ વિચિત્ર આવશે. 'અમે ગરીબ, અમે આ નોકરશાહીના પગ તળે છુંદાઇ જઇએ છીએ' આવી પચાશ વર્ષો થયા અમે બુમ મારી, પણ કોઇ સાંભળતું નથી. શામાટે કોઇ સાંભળે ? કાન બધિર થયા હતા. તો પછી કેમ સાંભળી શકાય ? અમને નામરદ કર્યા. અમારામાંનું પુરૂષત્વ ખેંચી લીધું; આ અમારી મોટામાં મોટી તક્રાર છે. અધિકારી નાનો હોય યા મોટો હોય તેને સાષ્ટાંગ પ્રણિપાત કરો. તે જે કરશે તે હુકમ ! ધારાસભામાં પસાર થશે તે કાયદો ! અને અંમારૂં કોઇ સાંભળવાનું નથી ઉલટો અમારા ગળાની આસપાસ નોકરશાહીએ દોરીનો ફાંસો નાંખ્યો છે; તે ફાંસથી હવે અમારો જીવ રૂંધાય છે. પરમેશ્વરને અમારી દયા આવી છે. બાદશાહ કે પ્રત્યક્ષ પાર્લામેંટ પોતાની સત્તાથી જે સંધિ લાવી શકે નહીં તે સંધિ પરમેશ્વરની સત્તાથી આવી પહોંચી છે. જે ઠેકાણે રશિઆની છાપ હતી તે ઠેકાણે જર્મનીની છાપ પડી છે. સૈબિરીયા જેવો ભાગ જર્મનીએ પોતાની સત્તાથી વ્યાપી નાંખ્યો છે. આજે જો એશિયા ખંડમાં કંઇ ગડબડ થઇ તો તેનો કોણ પ્રતિકાર કરશે ? શું વિલાયતમાંથી લોકો આવશે ? કહે છે જાપાન પર વિશ્વાસ રાખીયે, પણ જાપાન એકાદો ભાગ ખુંચવી લેશે તો ? કહે છે 'trust japan' 'જાપાનપર ભરોસો રાખો !' હું ઇંગ્લાંડના લોકોને પુછીશ કે 'trust japan' કરતાં trust India—જાપાનપર વિશ્વાસ રાખવા કરતાં હિંદુસ્થાનપરજ વિશ્વાસ રાખવો—વધારે સારૂં નથી ? (તાળીઓની ગર્જના) સમજો અફગાનિસ્થાનમાં લઢાઇ થઇ, તેઓ અહીં આવી અમારૂં રક્ષણ કરશે અને કદાચ જાપાનીસો અફઘાનીસ્થાન ખુંચવી લેશે તો ? પણ આ ખટાટોપ શા માટે જોઇયે ? શું ત્રીસ કરોડ પ્રજાને નામરદ બનાવવાને માટે ? જે પાદશાહ પાસે ત્રીસ કરોડ માણુસો છે. તે બાદશાહને લઢાઇના પ્રસંગે પાંચ દશ લાખ સિપાઇઓ એકઠા કરવા માટે અમેરિકા તરફ કિંવા જાપાન તરફ આવો ભીખ માગવાનો વખત આવે ? ઘરના લોકોની કાળજી ન રાખવામાં ન આવે એ કયા પ્રકારની રાજનીતિ ? આનું શું કારણ ? આનું કારણ નોકરશાહી; નોકરશાહીએ આવો પ્રસંગ ઈંગ્લાંડપર આણ્યો છે. તેઓને અમારૂં શૌર્ય ન્હોતું જોઇતું, તેઓને અમારા તેજની જરૂરીયાત ન્હોતી, અમારો તથા તલવારનો પ્રત્યક્ષ સંબંધ ન થવો

જોઇએ એવી તેઓની ઇચ્છા, તમને લશ્કરી શિક્ષણ ન મળવું જોઇએ, તમારે શૌર્યવાન ન થવું જોઇએ, તમારે ગોબ્રાહ્મણ જેવા થઇ જવું જોઇએ, ક્ષત્રિઓ સુદ્ધાં ગોબ્રાહ્મણ થઇ જવા જોઇએ એવી તેઓની ઇચ્છા. પૂર્વેના રાજાઓને ગોબ્રાહ્મણ પતિપાલક કહેવામાં આવતા, હાલની નોકરશાહીને તેજ સંજ્ઞા જુદા અર્થથી લાગુ પડે છે. (તાળીયો) જે ગોબ્રાહ્મણ-દીન દુર્બળ-નહી હોય તેને મારી ફટકાવીને ગોબ્રાહ્મણ બનાવ્યા શિવાય રહેશે નહીં.

'ઈંગ્લાંડ ઘણું દ્રવ્યવાન દેશ છે, તે પૈસાના કામમાં પીઠ ફેરવતું નથી. હાલ દરરોજ નવ દશ કરોડ રૂપિયા ખર્ચ થાય છે, તથાપિ ઇંગ્લાંડ હિંમત હારશે નહીં એ ખરૂં પણ માણસો કયાં છે? આખા સામ્રાજયમાં હિંદુસ્તાન શિવાય બીજે કયે ઠેકાણે માણસો છે? આ કારણને લીધે ત્યાંના મુત્સદીઓની દૃષ્ટી આ તરફ વળી છે. અમે સ્વરાજ્ય માગવા જઇએ છીએ તેમાં ફકત અમારોજ ફાયદો નથી પણ સાથે સામ્રાજ્યનો એ ફાયદો છે. હિંદુસ્તાન આપખુશીથી મદદ કરવા તૈયાર છે તો તેનો શું તમે અસ્વિકાર કરશો? અમે મજુર વર્ગ પાસે આ હકીકત સ્પષ્ટતાથી કહેશું. તેમની પાસે સેંકડો સિડનહેમ ખડા થશે તથાપિ તેઓ અમારી ભાષા સમજયા શિવાય રહેશે નહી; સિડનહેમનો દાવપેચ તેઓને જણાયા શિવાય રહેશે નહી. જ્યારે સુલેહની પરિષદ્ ભરાશે, તે વેળા હિંદુસ્થાનને સ્વાતંત્ર્ય આપવાનો પણ સવાલ બહાર પડશે. સુલેહની પરિષદ્‌માં તમારા વતી બોલનાર કોણ છે? શું તે કાર્ય સિડનહેમ સાહેબ કરશે? નહી, તે કામ તમારેજ કરવું પડશે. ડેપ્યુટેશન મોકલાવવાનો આ વખત છે, એમ જે અમે કહીયે છીએ તેનું કારણ એજ છે.

અમે હિંદુસ્થાનનો કિનારો છોડયા પછી તમારે અહીં સ્વસ્થ એસવું નહી. અમારી પાછળ આ હિલચાલ ઠંડી પડી જાય એ સારૂં નહી. **હિંદુસ્થાનને સ્વરાજ્ય જોઇયે છે, હિંદુસ્થાન સ્વરાજ્ય લીધા શિવાય શાંત બેસવાનું નથી.** હિંદુસ્થાન દેશ આજે તમને એમ કહે છે કે વખત આવ્યો છે, ઉદ્યોગ કરો. હિંદુસ્થાનને સ્વરાજ્ય આપ્યા શિવાય સામ્રાજ્ય બલવાન થશે નહીં. ઉદ્યોગ કર્યા શિવાય, ઘરમાંથી બહાર નિકળ્યા શિવાય, તમે સ્વરાજ્યના પવનનો ઉપભોગ કરી શકશો નહીં. ઇશ્વર ઉદ્યોગ કરનારનેજ ફળ આપે છે. માટે આ વેળા ઉદ્યોગ કરો. શક્તિ

ન હોય તો જરા ટૉનિક લો પણ તે ટૉનિક સ્વદેશભક્તિનું લો, ભીખ માગી કંઇ પણ મળવાનું નથી, લડત ચલાવી ને તે મેળવી શકાય છે. આભારનો ભાર લેવા હું ઇચ્છતો નથી, મને તમારા અંતઃકરણ જોઇયે છે અને તે પણ 'કાયમનાજ' જોઇયે છે.

તિલક અમારો આગેવાન નથી એવો અહીંથી એકાદ તાર જશે! તે વખતે તમે સાવધગીરીમાં રહેજો. તમને ફસાવવા માટે અનેક બાજુથી પ્રયત્નો કરવામાં આવશે. એકાદ ટુકડો આપશે, અને તેનાપર તમારે સંતોષ માની બેસવું એમ કહેશે. પરંતુ આપણી માંગણી નિશ્ચિત થઇ તે થઇ. (તાળીયો) તેને છોડી દેતાં નહીં. તેજ માગો. તે મળશેને મળશે. આજનો એવો વખત છે કે તેના કરતાં પણ એક બે આના વધુ લાભ થશે ત્યારે આપણે ઓછું શા માટે લેવું?

મને કેટલાકોએ કહ્યું, 'તમે વૃદ્ધ થયા, હવે શા માટે જાઓ છો? હું વૃદ્ધ થયો તો હું શું જમતો નથી? જમવાનું તો શરૂ છે. આ વૃધ્ધત્વ શા માટે આવે છે? પોતાના જ્ઞાનનો બીજાને ઉપયોગ કરી આપવાને માટે? (તાળીઓની ગર્જના) આવું વૃધ્ધત્વ આવે એ ઇષ્ટ છે. આ વૃધ્ધપણાપર દયા કરવાની કંઈ જરૂર નથી. છ માસમાં કે એક વરસમાં પરમેશ્વરની તમારાપર કૃપા થશે. એટલું કહી હું બેસવાની રજા લઉં છું. (તાળીયો પર તાળીયો).

---

## વ્યાખ્યાન ૧૯ મું.

# ઈશ્વરી પ્રેરણા મને ઈંગ્લાંડ તરફ ખેંચે છે.

(મુંબઇ સ્વરાજ્ય સંઘની દ્વિતિય પરિષદ્ તા. ૨૬ મી માર્ચ ૧૯૧૮.)

હવે કેટલાક કણબી પણ સમજવા લાગ્યા છે કે કલેક્ટર બહુ બહુ તો આપણો એક નોકર છે. તેણે અમારા તાબામાં રહેવું જોઇએ. અમારા નોકરે અમારા પર ઉપરીપણું ન ચલાવતા અમારા તાબામાં રહેવું જોઇએ. આનુંજ નામ સ્વરાજ્ય. (તાળીઓ) તે ભોળા લોકોને આ કાર્ય પર જલદી વિશ્વાસ આવે છે અને તેઓનીજ આપણને વિશેષ મદદ

થવાની છે. અમારા પંડિતો અને મહા પંડિતો, તો પોતાના ગંભિર વિચારોની જ તંદ્રીમાં રહેશે. ખેડુતો, વેપારીઓ, કારખાનાવાલાઓ, એવા સર્વ જાતના લોકો આપણા કાર્યમાં મળી જાય છે. તમે ખાલી ઠરાવો પાસ કરીને ઉંઘ્યા કરશો શું? અદ્યાપિ સુધિ એજ કરવામાં આવ્યું છે. આએ એક જાતનું હોમરૂલ છે. (હસાહસ) જગતમાં જે સ્થિત્યંતર થાય છે. તેના તરફ જરા ધ્યાન આપો. યુરોપમાં અને એશિયામાં કેવા અચાનક ફેરફારો થાય છે તે જુઓ આવો ફેરફાર થતી વખતે હિંદુસ્તથાનેજ શું પૂર્વ સ્થિતિમાં રહેવું? હિંદુસ્થાને શું લડાયક રાષ્ટ્ર થવાની આકાંક્ષા રાખવી નહીં? તમારી શક્તિ હરી લેવામાં આવી છે, તમારો પક્ષ તોડી નાંખ્યુ-વામાં આવ્યો છે, અને તમને ધોઇ નાંખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે નોકરશાહી હવે જમીનદોસ્ત થવાની છે. જુઓ, સ્પેશલ કોંગ્રેસ થવાની છે તે વખતે કોઇ હરીનો લાલ ઉઠી માંડવાળ કરી લઇએ એમ કહેશે, પણ તેને તમે નીચે બેસાડયા શિવાય રહેજો નહીં. હવે સવાર થવા આવી છે. અમે સ્વરાજ્યનો ઉષઃકાલ થયેલો જોઇશું. હોમરૂલ સૂર્યના તેજસ્વી કિરણો થોડા દિવસમાં આખા હિંદુસ્થાનપર પ્રસરેલા આપણને જોવામાં આવશે. હોમરૂલનો સૂર્યોદય થવાનો સમય આવી પહોંચ્યો છે. (તાળીઓ) આ ઇશ્વરની ઇચ્છા બલવાન છે. તમે સત્યને છોડતા નહીં. લોકો તમારા પર હસશે, તમારી નિંદા કરશે અને તમારી મશકરી કરશે, પણ કોઇની પરવા રાખજો નહીં. હિંદુસ્થાન ઘણા બારીક પ્રસંગે શું સામ્રાજ્યને મદદ ન કરી? જાપાનને, અમેરિકાને સામ્રાજ્યે હાક મારવી અને હિંદુસ્થાનેજ શો પાપ કર્યો છે? અમે અમારૂં સંરક્ષણ કરવાને શા માટે અસમર્થ છીએ? જેણે સામ્રાજ્યવિરૂદ્ધ બંડ કીધું હતું તેની પાસે ગોઠણીયે પડવાનો આવો માનહાનિકારક પ્રસંગ કેમ આવ્યો? એ નોકરશાહીના કર્મથી. અમે ત્યાં જઇને એજ કહેવાનાં છીએ. સામ્રાજ્ય બલવાન કરવું હોય તો હિંદુસ્થાનને બલવાન બનાવવું જોઇએ. ઇંગ્લાંડના મુત્સદ્દીઓ કંઇ અહીંના નોકરશાહી જેવા નથી. તેઓ અમારૂં કહેવું સાંભળી લેશે. તેઓને સામ્રા-જ્યની કાળજી છે. અમે તેઓને આનો ઉપાય સૂચવવાના છીએ. (તાળીઓ) તમારે આ પ્રસંગે સાવધાન થઇ રહેવું જોઇએ. મોંટેગ્યુ સાહેબ મુત્સદ્દી છે. તેઓ પોતાનું કર્તવ્ય બજાવશે. માંટેગ્યુ સાહેબને મુખ્યપ્રધાન થવાનું છે. તેઓ શું હિંદી છે? તેઓને તમારી કાળજી આટલા સુધીજ રહેવાની,

જે કંઇ કરવાનું છે તે આપણા પ્રયત્નપર અવલંબી રહે છે, મોંટેગ્યુ સાહેબનો મસુદો કેવા પ્રકારનો થશે તેના ચિન્હો દેખાય છેજ. જે જગ-ન્નિયંતાએ આટલાસુધી સર્વ પ્રસંગ ઘડી આણ્યો છે. તેનાપર મ્હારો પૂર્ણ ભરોસો છે. મ્હારા આભાર શા માટે માનો છે? ઇશ્વરની શક્તિથી આ પ્રેરણા થઇ છે.તો પછી મ્હારા આભાર શા માટે માનો છો તે પ્રેરણાએજ મને ઘેલો બનાવી દીધો છે હું તેને શું કરૂં.? તે પ્રેરણાને હું મ્હારી પાછળ જોઉં છુ અને તે પ્રેરણાને હું ચારે તરફ જોઉં છું (તાળીઓની ગર્જના) જે પ્રેરણાથી આ સર્વ થાય તેજ પ્રેરણા સર્વ સંકટોમાંથી મુક્ત કરશે (તાળીઓ) આપણે ડરવાનું શા માટે? ગભરાવવાનું શા માટે? તેની શક્તિપર પૂર્ણ વિશ્વાસ રાખો. આપણે ઇશ્વરના લાડકાયા પુત્રો છીએ એવી ખાત્રી રાખો. તે અમને કદી પણ છોડવાનો નથી. તેનાપર વિશ્વાસ રાખો અને તમારૂં કાર્ય આગળ ચલાવો પછી જુઓ તમને યશ મળ્યાશિવાય રહેશે નહીં. (તાળીઓની પ્રચંડ ગર્જના)

---

## વ્યાખ્યાન ૨૦ મું.

# કોંગ્રેસ લીગની યોજનાને વળગી રહો!

(મુંબઈ, શાંતારામની ચાલી તા૦ ૨૬ મી માર્ચ સને ૧૯૧૮)

આત્મ નિશ્ચયનો નિયમ એજ શિખવે છે કે દરેક પ્રજાએ દરેક રાષ્ટ્રે પોતાની ઇચ્છાનુસાર રાજયતંત્ર રચવું. આપણે ટુંક મુદતમાં સ્વરાજ્ય પ્રાપ્ત કરવા ઉભા થયા છીએ અને તેને લગતું દૃઢ પગલું મેળવી તે વડે આપણે આરંભ કરવાનો છે. મી૦ મોન્ટેગુ અત્રે આવેલા છે અને અત્રેના અમલદારની સંગતમાં રહી તેમની સલાહ સંમતિથી તેમણે સ્વરાજ્ય પ્રશ્નનો અભ્યાસ કર્યો છે. નોકરશાહી રાજકીય છૂટ આપવાના મતથી વિરૂદ્ધ છે. હિંદી પ્રધાન એક ત્રીજી પાર્ટી તરીકે વર્ત્યો છે; અને પ્રજા તથા અમલદાર વર્ગ એમ બે પક્ષની માગણીઓનો ફડચો કાઢવાની યોજના

ઘડવાનું તેમણે માથે લીધું છે. જવાબદાર રાજ્યતંત્રની આપણને જરૂર છે. અધિકારી વર્ગ તે આપવા કબુલે છે- પણ વખત અને તેને લગતી યોજના-ઓથી તેઓ વિરૂદ્ધ છે. હું ધારૂં છું કે લોકોની માન્યતા પ્રમાણે હિંદી પ્રધાનની યોજના બહુ સંતોષકારક નહિ થાય. વીરોધીઓ બ્રિટિશ પ્રજાને ભંભેરે છે કે જો હિંદુસ્થાનને સ્વરાજ્ય અપાશે, તો સામ્રાજ્યનું નખોદ વળી જશે. માટે સામ્રાજ્યના હિતની ખાતર નોકરશાહીની નિરંકુશ સત્તા તળેજ રાખવું. વિરોધીઓએ ભારે હિલચાલ કરી છે અને તે આપણે નષ્ટ કરવી એ કાંઇ સહેલું નથી. પ્રથમ એ પ્રશ્નનો નિર્ણય કરવાનો છે કે જો મી૦ મોન્ટેગુની યોજના મોળી પડે, તો એ દેખીતો દૃઢ પણ ઢીલા જેવો અનિશ્ચિત સુધારો સ્વીકારવા નેતાઓ લલચાશે ખરા ? કેટલાક નેતાઓ તો તે સ્વીકારવાની સલાહ આપશે, એંગ્લો ઈંડિયન ટોળીઓ પણ તેમ કરવાનાજ ઉપદેશો આપશે. અમે તો કોંગ્રેસ લીગની-યોજનાજ બ્રિટીશ પ્રજા સમક્ષ રજુ કરવાના હેતુથી જઇએ છીએ. માટે એક મનુષ્ય બનીને આગ્રહી મનુષ્ય બનીને બે માસ પછીથી એ યોજનાથી કોઇ પણ ઓછી છૂટછાટ ના કબુલ કરવા માટે દૃઢતાથી અમારે પડખે ઉભા રહેજો (તાલીઓ) જો તમે એવી થોડી છુટછાટ સ્વીકારશો તો અમે આખા જગતની આંખે ફીક્કા પડી જશું અને સર્વ કોઇ અમને હસી કાઢશે, ("નહિં કદાપિ નહિ") આપણામાં વિપક્ષ પાડવાના પ્રયત્નો પણ અમલદારો કદાચ કરશે. તેઓ કહે છે કે આટલું બસ છે; એથી સંતુષ્ઠ થાઓ પણ હું કહું છું કે જો તમે આવું કંઇ સ્વીકારશો તો તમારી માતૃભૂમિને તમે જબરી આફતમાં લાવી મૂકશો.

જર્મન સ્વચ્છંદતાને ઠેકાણે બ્યુરોક્રસીની સ્વચ્છંદતા ચાલુ રાખવાના હેતુથી કાંઈ અમેરીકા વર્તમાન વિગ્રહમાં નથી જોડાયું. ઈંગ્લાંડ માતૃભૂમિ છે, એ હેતુથી નહીં પણ સ્વચ્છંદતાને નિર્મૂળ કરવા માટે અમેરિકાએ વિગ્રહમાં ઝંપલાવ્યું છે. હું તમને પુનઃ સુચવું છું કે તમે આગ્રહી મનુષ્ય બનો અને કોંગ્રેસ-લીગની યોજનાને દૃઢતાથી વળગી રહો.

---

## વ્યાખ્યાન ૨૧ મું.

# પ્રથમ સ્વરાજ્ય મેળવો !

(મદ્રાસ, ગૌરીવિલાસ બાગ તા૦ ૩૧ મી માર્ચ ૧૯૧૮)

અમે હવે સ્વરાજ્યની ભિક્ષા માગવાને જતા નથી. અમે સામ્રાજ્યને જણાવીશું કે 'આ હિંદુસ્થાનના પત્થરને સજીવન કરો નહીં તો તે ડૂબશે, અને સાથે તમને પણ ડુબાડશે." પરિસ્થિતિ કેવી અનુકૂળ છે એ ધ્યાનમાં રાખો. આજે પરમેશ્વર આપણે માટે અનુકૂળ પરિસ્થિતિ નિર્માણ કરે છે, ત્યારે આપણે હાથ જોડીને બેસી રહેશું તો જગત્ શું કહેશે? એનો પહેલાં વિચાર કરો. જગત્ કહેશે કે "હિંદુસ્થાનને? તે તો મૃતરાષ્ટ્ર છે. નિર્માલ્ય દેશ છે" આ જગતનો આક્ષેપ તમારાથી સહન થશે કે? ("નહી, નહી") તમે મદદ કરશો તો આ કાર્યને યશ મળશે, નહીં તો હું એકલો શું કરી શકીશ? હું તમારાપર આ બધું કરૂં છું માટે તમારે આ કાર્યને સહાય થવું જોઇએ. આજે નોકરશાહીએ અમારૂં ધ્યેય કબુલ કર્યું છે. હવે તેઓ એટલુંજ કહેશે કે 'આપશું, પણ થોડું થોડું આપશું!' આ વકિલની યુક્તિ છે. આ યુકિત હવે ચાલવાની નથી.

અમે વિલાયતમાં જઇને રાષ્ટ્રીય પરિષદ્‌ની માગણીનો પુરસ્કાર કરશું. અને તમે જો અહીં માગણીમાં ઘોટાળો કરશો તો અમારી ત્યાં કેવી સ્થિતિ થશે? તમારે જો તે માગણીને ધૈર્યતાથી વળગી રહેવાનું ન હોય તો તેના કરતા હમણાંજ 'નહીં જોઓ' એમ કહીદોને? ('નાઓ' ના પોકારો) બોલથી ફસાઈ જતા નહીં. બોલ્યા છીએ તે વિચારપૂર્વક બોલ્યા છીએ. હવે તમે ડગમગશો કે? (નહીં) અમે ત્યાં એમ કહેશું કે 'સ્વરાજ્ય આપશો તો અમે અમારા દેશનું તથા સામ્રાજ્યનું રક્ષણ કરશું' હું આ સભામાં સ્પષ્ટતાથી જાહેર પ્રશ્ન પુછું છુ કે 'સ્વરાજ્ય મળશે તો તમે હજારો યુવાનો સૈન્યભરતી માટે આગળ આવશો કે? (આપશું એવો ધ્વનિ) જો એમ છે, તો સ્વરાજ્ય મળવાને વધુ વખત નથી! **તમારો દૃઢનિશ્ચય હોવા છતાં, તમારી માગણી પૂર્ણ ન થાય તો સત્યાગ્રહનો આશ્રય લેજો, પણ પાછળ હઠતા નહીં.**

આ પ્રમાણે જો તમે વધુ હિંમત આપશો તો હું આશ્વાસન આપું છું કે અમે અમારા કામમાં કોઈ પણ પ્રકારની ખામી રાખશું નહી. અમારે વિલાયતમાં શત્રૂ સાથે લઢવું પડશે. ત્યાં સિડનહેમ સાહેબ છે, તે કહેશે. "હજી હિંદુસ્થાનમાં જાતીભેદ છે, સ્ત્રીઓને સ્વાતંત્ર્ય નથી, તેઓનો રંગ કાળો છે. ત્યારે હિંદીલોકોને સ્વરાજ્ય શેનું આપો છો? સ્ત્રીઓને શિક્ષણ મળ્યું નહીં તેમાં શું અમારો દોષ છે? અમે એક સરખી બુમ મારીએ છીએ કે 'ફરજીયાત શિક્ષણ આપો' તો પછી તેઓએ શા માટે આપ્યું નહીં? સરકારપાસે અમલદારોના પગાર વધારવાને પૈસા છે; પણ અમારા શિક્ષણને માટે નથી. તો પછી અમારો શાનો દોષ? હું ખાત્રીથી કહું છું કે સ્વરાજ્ય મળશે કે બધું સારૂં થશે. પણ પ્રથમ સ્વરાજ્ય મેળવો.

---

## વ્યાખ્યાન ૨૨ મું.*

# સ્વરાજ્ય.

(બેલગામમાં તા. ૧ લી મે સને ૧૯૧૬ ને દિને આપેલું વ્યાખ્યાન.)

સ્વરાજ્ય એટલે શું? આ વિષયમાં પુષ્કળ લોકોની ગેરસમજ થાય છે. કેટલાએકને આ બાબત સમજાતી નથી. કેટલાએક આ બાબત સમજતા હોવા છતાં તેનો વિપરીત અર્થ કરે છે. કેટલાએકોને સ્વરાજ્ય જોઇતું નથી. લોકોમાં એવા અનેક પ્રકાર છે. ત્યારે સ્વરાજ્ય એટલે શું? અમે સ્વરાજ્ય શા માટે માગીએ છીએ? તેને માટે અમે પાત્ર છીએ કે નહીં? અને આપણે જેની પાસેથી સ્વરાજ્યની માગણી કરવાની છે તેની પાસે તે કેવી રીતે કરવી જોઇએ, આપણે પ્રયત્ન કરવાનો છે તે કઇ દિશામાં અને કિયા ધોરણ પ્રમાણે કરવો જોઇએ, વિગેરે બાબતો સંબંધી સામાસામાન્ય બે બોલ કહેવા ઉપરાંત કોઇ પણ પ્રકારનું વિશિષ્ટ વિવેચન કરવા હું આજ તૈયાર નથી.

---

* આ છેલ્લા ત્રણ વ્યાખ્યાનો ઇંડિયન હોમરૂલ લીગે પ્રસિદ્ધ કરેલા પુસ્તકમાંથી અહીં આપવામાં આવ્યા છે.

—પ્રસિદ્ધ કર્તા.

જે સામાન્ય શબ્દો હું આપ લોકને કહેવાનો છું તે સામાન્ય શબ્દો કેવળ મ્હારાજ પ્રયત્નથી અથવા મ્હારાજ ઉદ્યોગથી ઉપસ્થિત થયા છે એમ નથી. સ્વરાજ્યની કલ્પના ઘણી જુની છે. એટલે કે 'સ્વ'થી ઉલટું એવું કોઇ પણ રાજ્ય હોય છે અને તે સમયે સ્વરાજ્યની કલ્પના ઉદ્‌ભવે છે એ ખુલ્લું છે. આવી સ્થિતી જ્યારે આવે છે ત્યારે સ્વરાજ્ય જોઇએ એવું ભાસવા લાગે છે અને તે કાર્ય માટે મનુષ્યો ઉદ્યોગ કરે છે આવી સ્થિતીમાં તમે હાલ છો. તમારાપર જેઓ રાજ્ય કરેછે તેઓ તુમારા ધર્મના, તમારી જાતિના, તમારા દેશના નથી. આ ઇંગ્રેજ સરકારનું રાજ્ય સારૂં કે ખરાબ તે પ્રશ્ન જુદો; સ્વકીય અને પરકીય તે પ્રશ્ન જુદો. બન્ને બાબતોનો ઘોંટાળો પ્હેલેથી કરતા નહી પરકીય વા સ્વકીય એ પ્રશ્ન આવે ત્યારે પરકીય કહેવું જોઇએ; સારૂં કે ખરાબ તે પ્રશ્ન આવે ત્યારે સારૂં કહો અથવા ખરાબ કહો. ખરાબ હોય તો તેમાં સુધારણા કરવી જોઇએ, એ પ્રશ્ન જુદો. યદિ સારૂં હોય તો અગાઉના રાજ્ય કરતાં કિયાં તત્ત્વો સારા છે એ જોવું જોઇએ આ ભિન્ન ભિન્ન દ્રષ્ટિબિંદુઓ છે.

પણ હાલની વ્યવસ્થા એવી છે કે કેટલાએક શિખેલા સુશિક્ષિત જનો જેઓને કૉલેજમાં સારા પ્રકારનું શિક્ષણ મળ્યું છે તેવા કુશળ લોકો હિંદુસ્થાનમાં આવે છે અને તેઓની દ્વારા હિંદુસ્થાનમાંનો રાજ્યકારભાર ચાલે છે, રાજા કહેતાં જે કાંઇ એક પ્રકારની ભાવના તમારા મનમાં ઉત્પન્ન થાય છે તે ભાવનાને વ્યક્ત સ્વરૂપ દિધું એટલે હાલનો બાદશાહ થાય છે. આ ભાવના અવ્યક્ત છે. આ અવ્યક્તને વ્યક્ત સ્વરૂપ દિધું એટલે રાજા થાય છે. બાદશાહ સાથે પણ કારભાર કાંઇ બાદશાહ તપાસતા નથી. સ્વરાજ્યનો જે પ્રશ્ન છે તે બાદશાહ સંબંધી નથી, તથા આ અવ્યક્ત ભાવના સંબંધી પણ નથી એ પ્રથમ લક્ષમાં રાખવું જોઇએ. કોઇ પણ દેશ હોય તેમાં રાજા જોઇએ. વ્યવસ્થા કરનાર કોઇ પણ મનુષ્ય જોઇએ, અને તે દેશમાં એક પ્રકારનું રાજ્ય પણ ચાલવું જોઇએ.

રાજ્યસત્તાના હમ્મેશ બે વિભાગ થાય છે. એક સલાહકાર મંડળ અને એક કાર્યકારી મંડળ. હાલ હિંદુસ્થાનમાં સ્વરાજ્ય સંબંધી જે પ્રશ્ન ઉપસ્થિત થયો છે તે ઉપરોક્ત અવ્યક્ત કલ્પના સંબંધી નથી. અમારી પર કોણે રાજ્ય કરવું જોઇએ, કોના તંત્ર હુકમ ચાલે, કોના અનિષ્ટાન તળે, તે

રાજ્ય ચલાવવું જોઇએ, તે સંબંધી આ પ્રશ્ન નથી. ઈંગ્રેજ લોકોનાજ હાથ નીચે, ઇંગ્રેજ પ્રજાની દેખરેખ હેઠળ, ઇંગ્રેજ રાષ્ટ્રની સહાયથી તેઓની સહાનુભૂતિથી અને તેઓથી ખરી લાગણીથી તેઓની જે કાંઇ ઉચ્ચ ભાવનાઓ છે તે ભાવનાઓના યોગ વડે આપણે આપણું કલ્યાણ કરી લેવું જોઇએ; એ વાત નિર્વિવાદ છે.

ત્યારે જો આ બાબત આપણે ગૃહીત ધરીએ કે ઇંગ્રેજ સરકારના ઇંગ્રેજી રાજ્યની મદદથી આપણો ભાગ્યોદય આપણી કરી લેવાનો છે, તો પછી તમે શું માગો છો? એ બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. તેનો ઉત્તર પુનઃ મ્હેં જે ભેદ આપને કહ્યો તે ભેદમાં છે. સરકાર અવ્યકત હોય પરંતુ તે જ્યારે વ્યકત થવા લાગે છે ત્યારે તેના હાથથી તેની કૃતિ વડે તે રાજ્યની વ્યવસ્થા રખાય છે. આ જે વ્યકત ભાવ છે તે અવ્યકત સરકારથી ભિન્ન છે. કેવી રીતે ભિન્ન છે પુછશો તો પરબ્રહ્મ જેવી રીતે માયાથી ભિન્ન છે તેવી રીતે. આ વ્યકત તથા અવ્યકત શબ્દો મ્હેં વેદાન્તમાંથી લીધેલા છે. નિર્ગુણ સરકાર એટલે પરબ્રહ્મ ભિન્ન, અને માયાના મોહમાં આવવા લાગે ત્યારે તેને જે વ્યકત સ્વરૂપ આવે છે તે ભિન્ન. ત્યારે આ માયાના જે વ્યવહાર છે તે પલટાવનાજ, માયાનું લક્ષણ શું? ક્ષણેક્ષણે બદલાવું. જે સરકાર સ્થિર રહેવાની તે એક અવ્યકત સરકાર; અને વ્યકત સરકાર ક્ષણેક્ષણે પલટાવાની છે.

'સ્વરાજ્ય' એ શબ્દ જે હાલ નીકળ્યો છે તે વ્યકત સરકાર સંબંધી છે. અવ્યકત સરકારને કાયમ રાખીને વ્યકત સરકાર જે પળે પળે બદલાવાની છે તેમાં કિયા પ્રકારનો ફેરફાર થાય તો આપણા દેશને શ્રેયસ્કર થઈ પડે તે પ્રશ્ન સ્વરાજ્યનો છે; અને આ સ્વરાજ્યનો પ્રશ્ન એટલે કે આપણા હિંદુસ્થાનમાં હાલ જે પ્રકારનો કારભાર ચાલી રહ્યો છે તે કોના હાથમાં હોવા જોઇએ, એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. અવ્યકત સરકાર-ઇંગ્રેજ સરકાર—અમે બદલના ઇચ્છતા નથી. વ્યકત સ્વરૂપ જે છે તે માત્ર હાલ જેના હાથથી આ અવ્યકત સરકાર કાર્ય કરાવી લ્યે છે તેના હાથમાંથી બીજા કોઈના હાથમાં આવે એવું અમારૂં કહેવું છે. જેના હાથથી આ કારભાર ચાલે છે તેને સ્થાને અન્ય કોઇની સહાયથી, અન્ય કોઇ વ્યકત મૂર્તિના હાથથી થાય તો વિશેષ હિતકારક થઇ પડે એવી સમજથી હાલની સ્વરાજ્યની હીલચાલ ચાલે છે. હમણા હિંદુસ્થાનમાં જે

સ્વરાજ્યની હિલચાલ ચાલે છે તે પ્રધાન મંડળ બદલવા માટે છે. હિંદુસ્થાનમાં કોણ રાજ્ય કરે છે? બાદશાહ આવીને કરે છે શું? મ્હોટે પ્રસંગે દેવના જેવું તેમનું સરઘસ કહાડવું તેમના પ્રત્યેની આપણી નિષ્ઠા આપણે પ્રદર્શિત કરવી એટલુંજ તેમનું કામ છે. ત્યારે રાજ્યકારભાર કોની માર્ફત ચાલે છે? હાલ જે નોકર છે તેની માર્ફત. સ્ટેટ સેક્રેટરી, વાઇસરોય, ગવર્નર છે; તેના હાથ નીચે કલેક્ટર પટેલ છે—પોલીસ શિપાઇને આપણે છેવટે લેશું—તેનીદ્વારા ચાલે. એક પોલીસ સિપાઇ બદલીને બીજો પોલીસ સિપાઇ આપો, એમ કહેવું તે શું રાજદ્રોહ થયો? એક કલેક્ટર આવે તે નહી જોઇએ, બીજો કલેક્ટર જોઇએ એમ કહેવું તે રાજદ્રોહ થયો શું? આ ગવર્નર નહી જોઇએ બીજો ગવર્નર લાવો, એમ કહીયે તે શું રાજદ્રોહ થયો? આ સ્ટેટ સેક્રેટરી નહી બીજો લાવો, એમ કહીએ ત્યારે શું રાજદ્રોહ થયો? આને કોઇએ પણ રાજદ્રોહ કહ્યો નથી. પોલીસ સીપાઇને જે ન્યાય લાગુ પડે છે તેજ સ્ટેટ સેક્રેટરીને પણ લાગુ પડે છે. સ્ટેટ સેક્રેટરી જે રાજાનો પ્રધાન છે, જે રાજાનો નોકર છે તે રાજાનીજ અમ્હે પ્રજા છીએ.

હાલની રાજ્ય વ્યવસ્થા બરોબર ચાલે છે એમ જો તમને લાગતું હોય તો મ્હારે કંઇ કહેવાનું નથી. હાલ જે કોંગ્રેસો ભરાય છે, કોન્ફરન્સો ભરાય છે, તેમાં તમે આવીને કહો છો કે અમારૂં તલાટી વતન લઇ લીધું; જંગલ ખાતાં સબંધી અમારી પર જુલમ કરવામાં આવ્યો; શિક્ષણ પણ અમને જે પ્રકારનું મળવું જોઇએ તે પ્રકારનું મળતું નથીં. આ સર્વનું મૂળ શું છે? તમને શિક્ષણ કેમ મળતું નથી! દારૂની દુકાન જ્યાં આપણે ન જોઇએ ત્યાં શા માટે ઉઘાડવામાં આવે છે. જંગલ મધ્યે રિઝર્વ ફોરેસ્ટ, અમુક ફોરેસ્ટ. તમુક ફોરેસ્ટ એવી પ્રકારના કાયદા થાય છે, તે શા માટે થયા? આ સર્વ પ્રશ્નો એવા પ્રકારના છે કે તે સર્વનો એકજ ઉત્તર છે. સત્તા તમારા હાથમાં નથી. સત્તા તમારા હાથમાં આવી હોત અથવા તેઓને ઠેકાણે જો તમે અધિકારી હોત અથવા તેઓનો અધિકાર લોકમતને જવાબદાર હોત તો ઉપર પ્રમાણે થાત નહીં. આ શિવાય આનો બીજો ઉત્તર આપી શકાય તેમ નથી. એમ થાય છે તેનું કારણ એકે સત્તા તમારા હાથમાં નથી. તમે કે જેના કલ્યાણાર્થે આ સર્વ વ્યવસ્થા કરવાની છે તે તમને આ બાબતો કરવાનો અધિકાર આપેલો નથી.

અમારે કંઇ માગવાનું હોય છે તો તે ન્હાના બાળક જેવું થઇ પડે છે. ન્હાનું બાળક ભૂખ લાગે છે ત્યારે રડે છે. ભૂખ લાગી છે એમ તેનાથો કહી શકાતું નથી. ત્યારે માએ જાણી લેવાનું કે તેને ભૂખ લાગી હશે કે પેટમાં દુઃખતું હશે. કેટલીએકવાર તેના અવળા ઉપાય થાય છે. તેવી હાલ આપણી સ્થિતી થઈ છે. તમને ક્યાં ડખે છે એજ પ્રથમ તમને ખબર નથી. તે તમને સમજાવા લાગ્યું ત્યારે તમે બોલવા લાગ્યા. પરંતુ તમારા કહ્યા પ્રમાણે કરાવી લેવાની શક્તિ તમારા હાથમાં નથી. એવા સ્થિતી હોવાથી હાલ શું થઇ પડયું છે. જે કંઈ કરવાનું હોય, જે કંઇ તમારે જોઇએ—ઘરમાં કુવો ખોદાવવાનો હોય તોપણ કલેકટર સાહેબ ને અરજી કરો. જંગલમાં વાઘ મારવાનો હોય કલેકટર સાહેબને અરજી કરો. ઘાસ મળતું ન હોય, જંગલમાંથી લાકડાની ભારી મળતી ન હોય, ઘાસ કાપવાની પરવાનગી જોઇતી હોય તો કલેકટર સાહેબને અરજ કરો. એટલે કે આ સર્વ દુબળા જેવું થઇ પડયું છે એવી વ્યવસ્થા અમને જોઇતી નથી એના કરતાં કોઇપણ સારી વ્યવસ્થા જોઇએ તે સ્વરાજ્ય. તે હોમરૂલ.

પ્રથમ પ્રથમ એ પ્રશ્ન નીકળતો નથી. જે પ્રમાણે છોકરો ન્હાનો હોય ત્યારે તેને કંઇ ખબર પડતી નથી, મ્હોટો થાય ત્યારે સમજવા લાગે છે. પછી તેને લગે છે કે આપણા ઘરની વ્યવસ્થા કંઇપણ આપણા મત પ્રમાણે ચાલે તો સારૂં, તેવીજ રીતે દેશનું છે. આ રાજ્ય કારભાર કરનારા લોક વિલાયતથી કોઇએક પ્રકારના નિયમ અને કાયદાઓ નિમવામાં આવે છે અને તેઓનું ધોરણ કિયા પ્રકારનું હોવું જોઇએ તે તે કાયદાની મર્યાદામા નિયમ કરેલા હોય છે. આ નિયમ સારા હશે કે ખરાબ હશે, કદાચ સારા હશે. ઘણાજ સુયંત્રિત હશે, વ્યવસ્થિત હશે. તેમ નથી એમ હું નથી કહેતો. પરંતુ અન્યના હાથની વ્યવસ્થા ગમે તેટલી સારી હોય તોપણ જેને એ વ્યવસ્થા કરવાનો અધિકાર મળવો જોઇએ, તેને હમેશાં તે પસંદ હોય છે એવું નથી. સ્વરાજ્યનુ એ તત્ત્વ છે.

તમને તમારો કલેક્ટર ચુંટવા અધિકાર મળે તો તે કલેકટર હાલના કલેકટર કરતાં કંઇ વધારેજ કામ કરશે, એમ કહી શકાય નહી. કદાચ તેનાથી ઉલટું પણ કરે તે મ્હને કબુલ છે. પણ તેમાં અને આમાં ભેદ એવો છે કે આ અમારો ચુંટેલો હોય છે. અમારામાંનો મનુષ્ય હોય તો

અમે જે રીતે સંતુષ્ટ રહીએ તે પ્રત્યે તેનું લક્ષ હોય છે. અને જે બીજો હોય છે તેને લાગે છે કે અમારી બુદ્ધિથી જે સારૂં તે અન્યને સારૂં લાગવુંજ જોઇએ; લોકોનું શું સાંભળવું. હું એટલો શીખેલો છું, મ્હને એટલો પગાર મળે છે, મ્હારામાં એટલી પ્રવીણતા છે, હું કરીશ તે લોકોનું અકલ્યાણ શા માટે કરીશ? તેનો ઉત્તર એટલોજ કે એવું અભિમાન છે તેથી. જેના પેટને ચીમટો લાગે છે તેને તેનો અનુભવ નથી. એટલુંજ તેનું કારણ, બીજું કંઇ કારણ નથી.

ત્યારે આપણી જે જે ફરીયાદો ઉપસ્થિત થઇ છે, તેનું સૂક્ષ્મ રીતે વિવેચન કરશો તો લાગશે કે હાલની જે પદ્ધતિ છે તે આપણને નહી જોઇએ. રાજા નહી જોઇએ તેમ નહી; બાદશાહ નહી જોઇએ તેમ નહીં. જે પદ્ધતિથી આ રાજ્ય વ્યવસ્થા ચાલે છે તેમાં એક પ્રકારનો વિશિષ્ટ ફરક અમારે જોઇએ છે, અને તે ફરક કર્યાથી ઇંગ્રેજી રાજ્યને કંઇ નુકસાન થશે એવું કંઇ લાગતું નથી. તે રાજ્ય પદ્ધતિમાં શો ફરક કરવો જોઇએ, તે બાબત પ્રત્યે હાલ પુષ્કળ લોકોનું મન લાગેલું છે. મારા ઘરની વ્યવસ્થાનો અધિકાર જ્યારે હું માગું છું ત્યારે એમ કહેતો નથી કે તમારી જે પ્રાપ્તિ હોય તે મ્હને આપો અને ખર્ચ કરતા નહી. ખરચ અમારેજ કરવાનો, પૈસા પણ એકત્ર કરવાના. આ જે એક પ્રકારની સંયુક્ત જવાબદારી છે તે અમારે જોઇએ છે, પછી અમારે શું કરવાનું છે તે જોશું. હાલ એવો વાંધો છે, કે જે બ્યુરોક્રસીના લોક આવે છે, અધિકારી વર્ગના લોક આવે છે, તેઓ કહે છે અમારી મરજી પ્રમાણે કરો. અમે કહીએ છીએ અમારી મરજી અનુસાર કરો એટલે દુઃખનું નિવારણ થશે. છોકરો અજ્ઞાન હોય એટલે બાપ મરતી સમયે પંચ નિમે છે. પંચની નિમણુક થઇ કે તે પંચ સર્વ મિલ્કતની દેખરેખ રાખે છે. તેમાં તેને ફાયદો પણ થાય છે, નથી થતો એમ નહી. પછી જ્યારે છોકરો મ્હોટો થાય છે, ત્યારે તેને લાગે છે કે એમાં કંઇક ગેરવ્યાજબી થાય છે. મ્હારે વ્યવસ્થા કરવાનો હક્ક સંપાદન કરવો જોઇએ; એટલે હું તેનાં કરતાં સારી વ્યવસ્થા રાખીશ, તેવો તેને વિશ્વાસ હોય છે. તેવી રીતે તે વ્યવસ્થા રાખેજ છે એમ નથી. કદાચ ઉડાઉ હોય તો બાપના પૈસા ઉડાવી નાંખે છે; પરંતુ પોતે સારી વ્યવસ્થા કરી શકશે એવું તેને લાગે છે. અને આ ઉભય વચ્ચે વિરોધ થાય નહી તે માટે કાયદાથી

એવી મર્યાદા કરવામાં આવે છે કે ૨૧ વર્ષ થયાં કે ટ્રસ્ટીએ પોતાની દેખરેખ પુરી કરીને છોકરાના તાબામાં આપવી. આ જે વ્યવહારની વાત તેજ દેશ અથવા પ્રજાને લાગુ પડે છે. દેશના લોક સુશિક્ષિત થયા, તેઓને પોતાનો વ્યવહાર કેવી રીતે કરવો તે સમજાવા લાગ્યું; ત્યારે તેઓને માટે જે બીજા લોકો વ્યવહાર કરતા હોય તે વ્યવહાર આપણા હાથમાં આવે તેવી ઇચ્છા થવી તે બીલકુલ સ્વાભાવિક છે. પણ ખુબી જેવું એ છે કે આ ઇતિહાસમાં અથવા રાજનીતિશાસ્ત્રમાં ૨૧ વર્ષનો કાયદો નથી. સો વર્ષ તમે એકાદ દેશને શિક્ષણ આપ્યું. હવે તેનો કારભાર તેના હાથમાં આપો એવું કહેનારો કાયદો યદા કદાચિત્ કલ્પીએ તોપણ તેનો અમલ થઇ શકે નહી. આ અમલબજાવણી તો લોકોએજ કરાવી લેવી જોઇએ; તે તેઓને હક્ક છે. ત્યારે એવી કોઈ વ્યવસ્થા આપણે ત્યાં જોઇએ. અગાઉ કઇંક એવી વ્યવસ્થા હતી: તેવી વ્યવસ્થા હાલ નથી. અને આપણી સર્વ માગણીઓનું, આપણને જે દુઃખ થાય છે તેનું, આપણને જેની ન્યુનતા છે તેનું, અને રાજ્ય કારભારમાં આપણને જે અસગવડ નજરે પડે છે તે સર્વનું મૂળ એમાં છે. અને એવી રીતે તે મૂળની ચિકિત્સા કરી તેનીપર જે ઉપાય યોજ્યો છે તેને હોમરૂલ એમ કહે છે. તેનું નામ સ્વરાજ્ય. ટુંકમાં કહેતાં આપણા સંબંધની જે વ્યવસ્થા આપણા હાથમાં હોવી જોઇએ એવી માગણી તે સ્વરાજ્યની માગણી.

લોકોના હાથમાં અધિકાર આવવો એ રાજ્યકારભારનું ઉત્કૃષ્ટ તત્ત્વ છે. આ સંબંધી કોઇ વાદ કરતું નથી. કારણ જે જે અધિકારી છે તેના દેશમાં તેજ પ્રકાર ચાલુ છે. ત્યાં જઇને તેઓને તેજ તત્ત્વનું પ્રતિપાદન કરવું પડે છે. ત્યારે ઇતિહાસનું આ તત્ત્વ ખરાબ છે એવું કોઇ કહેતું નથી. ત્યારે ખરાબ શું છે? હિંદી લોકો સ્વરાજ્યને માટે આજ પાત્ર થયા નથી એમ સ્પષ્ટ કહે છે. અને આપણામાંનાં કંઇક લોકો એવા છે કે પંચ તંત્રમાં **त्रयाणां धूर्तानाम्** (ત્રણ ધુતારાની) વાર્તા છે તેના જેવા છે. તે વાર્તા આ પ્રમાણે છે. એક ગામડાનો મનુષ્ય એક ઘેટું માથે લઇને આવ્યો હતો. એક ઠગે તેને કહ્યું કે ત્હારા માથાપર બકરી છે. બીજાએ કહ્યું ત્હારા માથાપર કુત્રો છે. ત્રીજાએ વળી કંઇ ત્રીજુંજ કહ્યું તેથી તેણે ઘેટું નાખી દીધું અને ધુતારાઓ ઘેટું લઇ ગયા. તેના જેવી આપણી સ્થિતિ છે. આ મનુષ્યસ્વભાવની વાત છે; તેવાજ આપણામાંના કેટલાક લોક છે.

અમે પાત્ર શા માટે નથી? અમારામાં શું પાત્રતા લાવવામાં આવી આવી નથી? અમે કાર્ય કર્યું નથી? અમારા માતાપિતાએ કાર્ય કર્યું નથી? અમે કેમ પાત્ર નથી? શું અમને નાક નથી? આંખ નથી? કાન નથી? બુદ્ધિ નથી? લખતાં આવડતું નથી? શું અમે ગ્રંથ વાંચ્યા નથી? શું અમને ઘોડે બેસતાં આવડતું નથી? કેમ નથી અમે પાત્ર? શેકસપીઅરના એક નાટકમાં એક યાહુદી એ પુછેલા પ્રશ્ન માફક હું તમને પુછું છું; અમને શુ નથી? 'તમે કામ કર્યું નથી.' અમને સોપ્યુંજ નથી, ત્યારે કયાંથી અમે કરીએ? અમને સોપ્યું અને અમે કર્યું નહી એવું કદિ બન્યુ હતું કે? વિલાયતથી બિન વાકેફગાર, બીન અનુભવી, ૨૧ વર્ષનો માણસ તમે લાવો છો. તેને શું કરતાં આવડે છે? તેને કયાંનો અનુભવ હોય છે? તે એકદમ આવે છે કે અત્રે ઍસિસ્ટંટ કલેકટર થાય છે, અને ૬૦ વર્ષનો મામલતદાર હોય છે, તો પણ તેનો ઉપરીઆજ ૨૧ વર્ષનો એ. કલેકટર. ૬૦ વર્ષનો અનુભવ કે છોકટ? ૨૧ વર્ષનો મનુષ્ય આવે છે તે તમને હુકમ કરવા લાગે છે; આ ૬૦ વર્ષના મામલતદારને ઘણું કરીને તે પોતા સામે ઉભો કરે છે. બેસવા ખુરશી પણ આપતો નથી. અને આ બિચારો ૧૫૦–૨૦૦–૪૦૦ રૂપીયા મેળવવાના હોય છે, તેથી તેની સામે હાથ જોડીને ઉભો રહે છે. ત્યારે આ મામલતદારે અનુભવ મેળવવો કેવી રીતે? આ શી રીતે પાત્ર થાય? અને આ ગાડું કેમ ચાલે? એનો કોઇએ વિચાર કર્યો છે કે?

હિંદુસ્થાનના લોકો સ્વરાજ્યને લાયક નથી, તેમના હાથથી પોતાના રાજ્યનો બંદોબસ્ત બરોબર રાખી શકાશે નહી, એ વાત જો ખરી હોત તો આ દેશમાં પ્રાચિન કાળમાં હિંદુ અને મુસલમાનોએ રાજ્યો કર્યાં ન હોત. આ દેશમાં પ્હેલાં આપણા રાજ્યો હતાં. વ્યવસ્થા કરનારા પુરૂષો હતા; તેનો પૂરાવો એટલોજ આપવાનો કે ઇંગ્રજ સરકાર આ દેશમાં આવ્યા પ્હેલાં કંઇક પણ વ્યવસ્થા હતી, સર્વત્ર અંધાધુંધી ન્હોતી. એક મનુષ્ય બીજાને કંઇ મારતો ન્હોતો આવી જો વ્યવસ્થા હતી તો એને પાત્ર નથો એમ કેમ કહેવાય? હાલના કાળમાં શાસ્ત્ર (Science) ની પ્રગતિ થઇ છે, માહિતી વધી છે, અનુભવનો એક ઠેકાણે સંગ્રહ થયો છે ત્યારે અગાઉ કરતાં વધારે છુટ અમારે જોઇએછે. કેટલા દિવસ શીખવશો? એક પેઢી ૨ પેઢી કે ૩ પેઢી? કંઇ મર્યાદા બાંધો.

તમે અમને શીખવવા આવ્યા. જ્યારે ઘરમાં છોકરાં માટે અમે શિક્ષકની નિમણુંક કરીએ છીએ ત્યારે કેટલા દિવસમાં શિખવીશ; ૧૦ વર્ષમાં, ૨૦ વર્ષમાં કે ૨૫ વર્ષમાં એવો પ્રશ્ન તેને પુછીએ કે બે માસમાં, ચાર માસમાં; પણ એ અમારી ગણત્રીની બ્હાર, ને છોકરાનો જે અભ્યાસ ૬ માસમાં થવો જોઇએ તેને માટે ૧ વર્ષ થશે એમ કહે તો અમે તેને કહીએ છીએ કે જા, તું નકામો છે. અમે બીજો શિક્ષક નીમશું. ત્યારે એવી રીતે લોકોપર–જે લોકોનું શિક્ષણ આ અધિકારીઓના તાબામાં છે તેઓને સુધારવા એ અધિકારીઓનું કર્તવ્ય છે તે કર્તવ્ય કરવાનું તો એક બાજુપર રહ્યું અને પ્રયત્ન કરે છે બીજી બાજુપર. શું માયસોરમાં વ્યવસ્થા અટકી પડી છે? ત્યાં કોણ કામ કરે છે? માયસોરનો રાજા હિંદુ, પ્રધાન હિંદુ, પ્રજા હિંદુ, હાથ નીચેના અમલદારો હિંદુ, માયસોર એવડું રાજ્ય ચલાવે છે તો માયસોરની પેલી તરફના એ જીલ્લાનાં લોકોને કહે છે કે એવી રીતે ચલાવતાં આવડશે નહી.

હું એમ પુછું છું કે, બાદશાહને સીવીલ સર્વંટે કારભાર ચલાવ્યો તો શું, અથવા આપણા ભેળની સાહેબે ચલાવ્યો તો શું? બાદશાહનું એમાં કંઇ પણ નુકસાન છે? તે રાજ્ય કાયમનું છે; તે બાદશાહ કાયમજ છે. ફરક એ થવાનો કે, તેની પાસે એક ગોરો નોકર હતો તે કાળો થવાનો. ત્યારે આ વિરોધ કોની તરફથી થાય છે? તો જે લોકો અધિકારારૂઢ થયા છે તેની તરફથી આ વિરોધ થાયછે. આ વિરોધ બાદશાહ તરફથી થતો નથી. એમાં કંઈ બાદશાહની દૃષ્ટિથી અરાજકત્વ અથવા અરાજનિષ્ટા થતાં નથી. રાજદ્રોહ થતો નથી. રાજદ્રોહ એટલે શું? રાજાનો દ્રોહ. રાજા એટલે શું પોલીસ સીપાઈ? પહેલાં મેં કહ્યું કે આ ભેદ પ્રથમ પાડવો જોઇએ. પછી કાલ તમે કહો કે, પોલીસના સીપાઇને કાહડો તો શું રાજદ્રોહ થયો? પોલીસ સીપાઇની પોતાની એવી સમજણ છે. તેવીજ રીતે જરા ઉપર જશો તો તમને લાગશે કે જે કંઇ આપણે માગણી કરીએ છીએ તે બરોબર છે, યોગ્ય છે, ન્યાયને અનુસરીને છે, મનુષ્યસ્વભાવને અનુસરીને છે. અન્યરાષ્ટ્રોએ પણ તેમજ કર્યું છે.

મ્હારી સમજણ અનુંસાર આપણે સ્વરાજ્યને પાત્ર છીએ. હવે અમે શું મેળવવા ઇચ્છીએ છીએ અને આપણે શું માગવું એ હું આપને ટુંકામાં કહીશ; અને મ્હારૂં ભાષણ પુરૂં કરીશ. હિંદુસ્થાનનો કારભાર કેવો

છે તે આપને માલુમ છે. પણ કહેવાની વાત એ કે તે વિશિષ્ટ કાયદા પ્રમાણે થાય છે. તેના નિયમ ઠરાવેલા છે. સ્ટેટ સેક્રેટરીના અધિકાર શું, ગવર્નર જનરલના અધિકાર શું, તેમાં પદ્ધતિના ત્રણ મોટા ભાગ છે. વિલાયતમાં સ્ટેટ સેક્રેટરી સાહેબ છે, હિંદુસ્તાનમાં દિલ્હીમાં ગવર્નર જૅનરલ છે. તેની નીચેના હાલ તુરત છોડી દઇએ. પણ મોટી વ્યવસ્થા જે જે ત્રણ પ્રકારની છે તે આ રીતની. હવે દરેકનો વિચાર કરવા લાગીએ તો સ્ટેટ સેક્રેટરી નિમે છે કોણ? અમે નહી. આ જે રચના કરી છે, તે તે કંપની સરકારના ધોરણપર કરી છે. જ્યારે આ દેશનું રાજ્ય ઇસ્ટ ઇન્ડિયા કંપનીના હાથમાં હતું ત્યારે સર્વ વ્યવ્હાર વ્યાપારી તત્ત્વપર ચાલતો હતો. કંપનીના ભાગીદારોને પુષ્કળ નફો કેવી રીતે મળે તે પ્રત્યે સર્વ લક્ષ હતું અને કંપનીના જે ડાયરેકટર હતા તે હાલના સ્ટેટ સેક્રેટરીના સ્થાનપર હતા. કહોની કે સર્વ રાજ્ય ચલાવવાનો આ એક ઇજારો આપ્યો હતો. ડાયરેકટર ગયા તેને ઠેકાણે સ્ટેટ સેક્રેટરી આવ્યો. હિંદુસ્થાનમાં કેટલા પૈસા ખરચવા, કિયા કર નાખવા? આ ઠરાવવું કોણે? તો સ્ટેટ સેક્રેટરીએ. એ મુખ્ય અધિકારી તેના હાથ હેઠળનો ગવર્નર તે નોકર અને તેના હાથ નીચે બીજો નોકર અને એકંદર સર્વ રાજ્ય કારભાર આ સ્ટેટ સેક્રેટરીની સંમતીથી, તેના વિચાર પ્રમાણે અને તેની સલાહ પ્રમાણે ચાલવો જોઇએ એવું હાલનું ધોરણ છે. યદ્યપિ રાણીસરકારના હાથમાં રાજ્ય કારભાર ગયો, તેમણે મોટું જાહેરનામું કહાડ્યું, તોપણ તે જાહેરનામાંના ધોરણપર માત્ર રાજધોરણ નથી. રાજધોરણ વ્યાપારી કંપનીના ધોરણપર, રાજ્યની વ્યવસ્થા કંપનીના ધોરણપર, અને જાહેરનામુ ફોકટ.

પછી આ ધારાસભાઓ નીકળી. ધીમે ધીમે મ્યુનીસીપાલીટીમાં તમારા અમલદારો થયા. કાયદાકાઉન્સીલમાં થયા, તોપણ આખરની કૂંચીઓ હજી તેઓના તાબામાં છે. ધારાસભામાં વાદવીવાદ કરો વાદવિવાદ કરવા તમને પૂર્ણ છુટ છે. પૈસા અમુક ઠેકાણે ખરચવા માટે વાદવિવાદ કરો. ખરચ કરવો કે નહી તે અમે નક્કી કરશું. તમારા મોઢાને તમારા મનને જોઇએ એટલો શ્રમ આપો, અમારે કંઇ હરકત નથી. રાત્રિભર જાગો, તમારા ભાષણો તૈયાર કરો, વર્તમાનપત્રમાં છપાવવાને બદલે મુંબઇના ગેઝેટમાં પ્રસિદ્ધ કરાવશો, એટલેજ

માત્ર ફરક. એમાં કંઈ વળ્યું નહી. મળવાની આશા દેખાડી છે, ગયા પાંચ પચાશ વર્ષમાં અમને સ્ટેટ સેક્રેટરીએ ગવર્નર જેનરલે પણ એવા ભૂલાવામાં નાખ્યા છે, તરંગમાં રાખ્યા છે. જરા તમે ગડબડ કરવા લાગ્યા કે "પાંચ સભાસદ હતા તે હવે પછી છ કરશું" પાંચના છ કરીને અમને શું ફાયદો? અમસ્તા અમારામાંના એકાદ મનુષ્યને ચાર દિવસ નિરર્થક રખડવાનું તેના કરતાં તેનો કંઇ વિશેષ લાભ નથી. "છ માટે તકરાર કરી તો અમે આઠ કરીએ છીયે." એવી રીતે એનો કંઇ નિકાલ લાગવાનો નથી એવી લોકોની ખાત્રી થઈ ચુકી છે.

તમારે જે કંઈ અમને આપવાનું હોય તે પુરેપુરૂં આપી દો. તમારો અધિકાર ગમે તેટલો મોટો હોય તોપણ આ પદ્ધતિ અમારે જોઇતી નથી. ઈંગ્રેજ સરકાર જોઇએ છે, આ રાજછત્ર હેઠલ અમારે રહેવું છે પણ આ સ્ટેટ સેક્રેટરીના નામથી આ જમાઈ ઉત્પન્ન કર્યો છે તે જમાઈ અમારે નહી જોઇએ. નિદાન તેના સલાહકાર મંડળમાં અમે ચુંટેલા અમારા લોક જોઇએ છે. તેજ પ્રમાણે હિંદુસ્થાનનો ખરચ કોણ કરે, પૈસા કેટલા એકઠા કરવા, કર કેટલા નાખવા, એ અમારા મતથી નક્કી થવું જોઇએ, અમે ના કહીએ તે કર ન નાખવા જોઇએ, તેઓ કહેશે ખરચ કેમ ચાલશે? તે આગળ ઉપર અમે જોશું. અમને એટલી ખબર પડે છે કે જેટલું નાંણું હોય, તેના પ્રમાણમાં ખરચ કરવો જોઇએ, યા તો જેટલો ખરચ થાય તે અનુસાર પૈસા વસુલ કરવા જોઇએ, એ અમે સમજીએ છીએ.

હોમરૂલનું બીજું તત્ત્વ એ છે કે આ અધિકાર લોકોના હાથમાં જોઇએ. સારા માણુસોના એટલે કે લોકોએ નિવડેલા લોકોના હાથમાં જોઇએ, રાજ્ય ડુબી જશે, રાજ્ય હાથમાંથી ચાલ્યું જશે એ વિચાર કેવળ બ્હારના છે. અમારી મર્યાદામા અમારી નજરમાં એ આવતા નથી; ફરીથી એમ કહું છું કે જો દેશને સુખી કરવું હોય, આજ હજારો જે ફરિયાદો ઉપસ્થિત થઈ છે તે જો કહાડી નાખવી હોય તો પ્રથમ રાજ્ય-પદ્ધતિ બદલો. મરાઠીમાં એક કહેવત છે કે "ઘોડો અડે, પાન સડે, રોટલો જળે, શાથી? તેનો ઉત્તર એક; ન ફેરવ્યાથી," પાન ફેરવવા જોઇતાં હતાં, રોટલો ઉથલાવવો જોઇતો હતો, ઘોડાને ફેરવ્યો હોત તો અડત નહીં! અમારી જંગલને લગતી ફર્યાદો શા માટે? દારૂને લગતી

ફરિયાદો શા માટે? તલાટી સંબંધી ફરિયાદો શા માટે? સત્તા અમારા હાથમાં નથી તેથી એનું સ્હેજ ભાષાંતર કરીએ તો સ્વરાજ્ય નથી તેથી સ્વરાજ્ય અમને હોવું જોઇએ, એ મૂળ તેમાં છે.

સ્વરાજ્યની માગણી એવી છે કે તેમાં રાજદ્રોહનો સંબંધ નથી; બાદશાહનો સંબંધ નથી. અવ્યકત સરકારનો પણ સંબંધ નથી. આ જે કંઇ ઘરની વ્યવસ્થા છે તે તમારી તમારેજ કરવી; અને એમ કરતાં શું થશે? તમારાં મન શાંત રહેશે તમારે જે કરવું હશે તે આપણા હિતાર્થે આપણે કરીએ છીએ એવી બુદ્ધિથી કરશો; એટલુંજ નહી પરંતુ ખરચ પણ તમે ઓછો કરશો; હું ધારતો નથી કે કોઇ પણ દેશી સંસ્થાનમાં કલેકટરને પચ્ચીશસો રૂપીયા પગાર છે. જગતમાં કલેકટરનું કાર્ય કરનાર મનુષ્યને વધારેમાં વધારે જે કોઈ ઠેકાણે પગાર છે તે હિંદુસ્થાનમાં છે. (તાળીઓ) એક કલેકટરને રૂ. ૨૫૦૦ નો પગાર આપવો એટલે અગાઉના રાજ્યમાં રૂ. ૩૦,૦૦૦) ની જાગીર આપવા જેટલું થયું. આપણા સ્વરાજ્યમાં રૂ. ૩૦,૦૦૦) ની જાગીર આપણે કદિ આપી છે કે? તે કામ અમે ઓછા પગારથી કરી શકશું! મનુષ્યો મળે છે તો શા માટે તેને એટલો પગાર? અમારે જરૂર નથી. હાલ આપણને લાગે છે કે શિક્ષણ માટે પૈસા મળતા નથી, એ કારણ રજુ થાય છે એ દૂર થશે. વ્યવહાર એટલી સરળતાથી ચાલશે કદાચ રૂપીએ એક આનો ઓછો ચાલશે. તો પણ તે વ્યવહાર આપણા લોકોએ ચલાવેલો છે, અને તે લોકોની અનુમતીથી, એથી જે કંઇ થશે તેની કીંમત અધિક છે.

એવી રીતે એમાં સારી વ્યવસ્થા માગવાની છે હાલ જે કાયદો છે તેમાં સુધારો કરાવી લેવાનો છે; અને તે પાર્લામેંટ માર્ફત કરાવી લેવાનો ઇગ્રેજ લોકોને ઇગ્રેજી પાર્લામેંટને અરજી કરવાની, તેમની આગળ આ સ્થિતી માંડવાની, તેને માટે જે કંઇ કરવાનું હોય તે કરવાનું; એવો જો ઉદ્યોગ તમે ૫–૨૫ વર્ષ ચલાવશો તો તેનું ફળ કદિપણ આવ્યા વિના રહેશે નહી. તેમાં હાલ જે લડાઇ ચાલુ છે તે લડાઇને લીધે આજ એવો સમય આવ્યો છે કે હિંદુસ્થાનની કિંમત, હિંદુસ્થાનનું શૌર્ય હિંદુસ્થાનનું ધૈર્ય, અને સ્થૈર્ય જેનાથી વધે તેવો ઉદ્યોગ કરવો જોઇએ. આ ઉદ્યોગ આપણે કરીએ છીએ, એ વાત જો સરકારની નજરે પડી, તો આપણી માગણી વ્હેલી

સફળ થવાની આશા છે, એ માટે એ વિષય મ્હેં ખાસ આપની સામે લીધો છે બીજી તરફ પણ આ વિષયની ચર્ચા ચાલુ છે. અમે એને માટે જે સંઘ સ્થાપ્યો છે તે એવો છે કે એ ઉદ્યોગને માટે આજેજ નહીં તો, આગળ પર પ્રત્યેક ઠેકાણે મ્હારે અથવા બીજા કોઇને આ વિષય માંડવાનો પ્રસંગ આવશે.

આ જે વિષય છે તેની નિત્ય ચર્ચા કરો, તેનું નિત્ય ધ્યાન કરો, તેનો ઉપયોગ શું છે તે સમજી લ્યો, તેમાં રાજનિષ્ઠપણ કેટલું, અરાજ-નિષ્ઠપણું કેટલું, તેની સરખી મીમાંસા કરી રાખો એમ આજના પ્રસંગે મ્હારૂં તમને કહેવું છે.

મ્હારે જે કહેવાનું છે તે જો કે એના કરતાં પુષ્કળ અધિક હોય, તો પણ તેનો મુખ્ય સાર મ્હેં સંક્ષિપ્તમાં આપ લોકોને કહ્યો; તેનો વિચાર આપ લોકોમાં શરૂ થયો, મહારાષ્ટ્રમાં શરૂ થયો, હિંદુસ્થાનમાં શરૂ થયો, તો કોઇ પણ સમયે એ ઉદ્યોગને યશ પ્રાપ્ત થશે. અને તે પરમેશ્વર ના હાથની વાત હોવા છતાં તે અવશ્યની છે. આપણા હાથની નથી, તે હું કબુલ કરૂં છું, પણ જગતમાં કર્મનું ફળ આપ્યા વિના રહેતું નથી. કર્મનું ફળ કોઇ પણ દિવસે-હું કહું છું તેટલું વ્હેલું નહી મળે, મ્હારી નજર સામે નહી મળે, કદાચ મ્હને તેનાથી ફાયદો નહી થાય; પણ એ કર્મનું ફળ મળવું જ જોઇએ (તાળીઓ) પછી કર્મના કાયદા પ્રમાણે, અમુક કાર્ય કર્યું તેનાથી બીજું ઉત્પન્ન થાય છે. એવી પરંપરા ચાલે છે. સમય લાગશે. પરંતુ અમને મોક્ષ અમારી નજર સામે મળવો જોઇએ એમ ક્યાં અમે માગીએ છીએ. હમણાજ આપણી પરિષદમાં ઠરાવ પસાર થયો. મોડરેટસ્ અને નેશનાલિસ્ટ એ પક્ષ ન જોઇએ. એટલે કોઇને પણ સ્વરાજ્ય આપવું અમારે સરખુંજ છે. આ આપણું કામ છે, એવી બુદ્ધિથી આ ઉદ્યોગમાં પ્રવૃત્ત થાઓ મારી ખાત્રી છે કે પરમેશ્વરની કૃપાથી આ ઉદ્યોગનું ફળ તમારી નજર સામે નહી તો તમારી પછીની પેઢીને મળ્યા વિના રહશે નહી.

---

## વ્યાખ્યાન ૨૩ મું.

# સ્વરાજ્ય.

( અહમદનગરમાં તા. ૩૦-૫-૧૬ને દિને આપેલું વ્યાખ્યાન. )

જેને માટે હાલ ચારે તરફ ચર્ચા થાય છે, એવા વિષય સંબંધી હું આજે બે બોલ આપને કહેવાનો છું. એ વિષય તે સ્વરાજ્ય છે. જે કંઇ આપણા ઘરની બાબત છે તે આપણા ઘરમા આપણે સત્તાથી કરીએ છીએ મ્હને લાગે કે અમુક બાબત કરવી અને જો તે કેવળ ખાનગી હોય તો તે સંબંધી કોઇને પૂછવું પડતું નથી, કોઇની પરવાનગી લેવી જોઇતી નથી કિંવા આપણે અન્ય કોઇની સલાહ લેવાની જરૂર નથી. સાર્વજનિક બાબતમાં વસ્તુસ્થિતી એવી નથી. જે પ્રમાણે પોતાનું કલ્યાણ તેજ પ્રમાણે સર્વ લોકોનું કલ્યાણ. લોકો સારી રીતે સુખી કેમ રહેશે, તેઓને અધિકાધિક સુસ્થિતી કેમ પ્રાપ્ત થશે, આ સબંધી વિચાર કરવાથી આપણા ધ્યાનમાં એમ આવશે કે કોઈ પણ બાબત લ્યો, તો તે આપણા હાથમાં સત્તા ન હોવાથી અટકી પડે છે. આજ ૫-૫૦ વર્ષે હિંદુસ્થાનમાંનાં ઘણા એક ડાહ્યા લોકોએ આ બાબતનો વિચાર કરી શોધી કહાડયું છે તે એ કે આપણા લોકોના હાથમાં સત્તા નથી.

સાર્વજનિક બાબતમાં પુષ્કળ લોકોના પુષ્કળ અભિપ્રાયો છે, કોઈ કહે છે કે, તમારા હાથમાં સત્તા કેમ નથી? તમે દારૂ પિતા નહી એટલે થયું. ઉપદેશ સારો લાગે છે ખરો. પણ સર્વ લોકોને બંધી કરવી એ કામ એકલા ઉપદેશથી થાય નહી. તેને માટે કંઈ સત્તા જોઇએ. અને આવા ઉપદેશથી કામ થવા જેવું હોત તો રાજાની અમને જરૂર પડી ન હોત. પુષ્કળ લોકોના મનમાં જે વાતો આવે છે તે વાતોનો અમલ થાય, તે વાતો અમલમાં લેવાય તે માટે રાજ્યવ્યવસ્થા નિર્માણ થઈ છે; અને તે રાજ્ય વ્યવસ્થા આપણા હાથમાં ન હોવાથી જો કે તમારામાંથી હજારો લોકોને એકાદી વાત ઇષ્ટ લાગે, અને જેના હાથમાં રાજ્ય વ્યવસ્થા છે તેને તે ઇષ્ટ લાગે નહી, તો તે વાતો કદિ પણ અમલમાં આવવાની નથી.

પ્રથમ પ્રથમ અમારી એવી સમજ હતી કે ઇંગ્રેજ સરકાર જે પૂર્ણ રીતે પરકીય છે, તેને પરકીય કહેવામાં રાજદ્રોહ નથી. ત્યારે પરકીય જે છે તે કહેવું, તેમાં કંઇ રાજદ્રોહ નથી, કોઇપણ પ્રકારનો ગુન્હો નથી. રાજકીયપણાથી શું થાય છે? પરકીય અને આપણા વચ્ચે ભેદ શું છે? તો તે એકે પરકીયની દૃષ્ટિ પરકીય. પરકીયનાં વિચાર પરકીય હોય છે; અને પરકીયની એકંદર વર્તણુક એવા પ્રકારની હોય છે કે જેને તે પરકીય છે તે લોકોનું કલ્યાણ વિશેષ કરવા માટે તેની બુદ્ધિની પ્રવૃત્તિ ચાલી નથી. આ દેશમાં રહેનારા લોકોનું જેનાથી હિત થાય, એવું જે કરે છે તે મનુષ્ય ભલે મુસલમાન હોય, ઇંગ્રેજ હોય તો પણ હરકત નહી—પરકીય નથી.—પરકીયપણું હિતાહિતનાં સંબંધમાં છે. પરકીયપણું ગોરી અને કાળી ચામડીમાં ખાત્રીથી નથી. પરકીયપણું ધર્મમાં નથી. પરકીયપણું વ્યાપાર ધંધામાં નથી, જે દેશમાં આપણે રહેવાનું છે, જે દેશના લોકો મધ્યે આપણા બાળબચ્ચા રહેવાના છે, જે દેશમાં આપણી હવે પછીની પેઢી રહેશે તેને સારા દિવસો આવશે, તેનું કલ્યાણ થશે તેનું હિત થશે, એવી વ્યવસ્થા જે મનુષ્ય કરવા ઇચ્છે છે તે મનુષ્ય હું પારકો સમજતો નથી.

અમે પ્રથમ એમ સમજતા હતા કે આ બાબત સરકારને જણાવી કે તાબડતોબ સરકાર અમારી ઇચ્છા પ્રમાણે કરવાં લાગશે. સરકાર પરકીય છે, તેઓને સમજ પડતી નથી. તેઓને આપણા ૧૦–૫ આગેવાન લોકોએ એક સ્થાને એકત્ર થઇને કહ્યું એટલે તે લોકોને એ વાત લક્ષમાં આવશે. તેઓ પરકીય હોવાને લીધે તેઓના ધ્યાનમાં આવતું નથી. અમારી એવી સમજ હતી કે તેઓ એટલા ઉદાર બુદ્ધિના છે, ડાહ્યા છે કે અમે જેવી એ વાત તેમને જણાવી કે તેઓ અમારૂ બોલવું શું છે તે સાંભળી લઇ તેનો અમલ કરશે. પરંતુ આ સમજ દુર થવા માટે સરકારનું છેલ્લા ૬૦ વર્ષનું વર્તન કારણરૂપ થયું છે. ગમે તેટલી બુમો પાડો, ગમે તેટલી હિલચાલ કરો, ગમે તેટલાં કારણો દર્શાવો, તેઓના રિપોર્ટમાંના આંકડાં તેઓની સમક્ષ માંડો; પરંતુ તેઓની દષ્ટીને એવો કંઇંક વિકાર થયો છે કે, તેજ આંકડાં તેઓને દેખાતા નથી, તેજ દલિલો તેજ કારણો તેઓને રૂચતાં નથી, અમે જો એકાદી વાત કહી તો તેની વિરૂદ્ધ જે કંઇ હશે તેટલુંજ તેઓ લઇ બેસે છે.

તમને કદાચ કોઇ આવીને કહેશે કે તેમાં કંઇ નવિન નથી. તમારૂં રાજ્ય મુસલમાનનું હોય કે હિંદનું હોય, પેશવાઇ હોય કીંવા (અહમદ) નગરના બાદશાહનું હોય, એ રાજ્યો તુટીને હવે ઇંગ્રેજી સત્તા થઇ છે. અર્થાત તે લોકો પોતાનો ફાયદો જ કરે છે, પછી તેને માટે તમે બુમો શા માટે પાડો છો? એ થવાનુંજ. એવું કેટલાએકનું કહેવું છે. તમારી આ બુમ એ માત્ર સરકારને દુભવવા માટે, સરકારનું મન એક પ્રકારે વિકારવશ કરવામાં કારણરૂપ થાય છે તે માટે આ બુમો પાડતા નહીં, અને તેઓ જે કંઇ આપે તે ગુપચુપ લ્યો. ચોથીયું રોટલો આપે તેનો આનંદથી સ્વીકાર કરો, અને તેઓનો આભાર માનો, એવું કેટલાક લોકોનું કહેવું છે. મ્હને આ કથન પસંદ નથી.

મ્હારૂં કહેવું એવું છે કે, સરકાર–ગમે તે કાં ન હોય–ઇંગ્લંડની હોય ગમે તે હોય; સરકારને એક પ્રકારનું કર્તવ્ય છે. સરકારને એક પ્રકારનો ધર્મ છે. એક પ્રકારની જવાબદારી છે. પ્રત્યેક સરકાર જ્યારે આંખ આડા કાન કરે ત્યારે તે સરકારજ નથી, એમ હું કહું છું. સરકારનો જે અધિકાર છે, સરકારની એકંદર લોકોપર જે કંઇ હકુમત છે, પછી તે લઢાઇ કરીને મેળવેલી હોય કિંવા લોકોએ આપેલી હોય......પરંતુ સરકારને કર્તવ્ય બજાવવાનું છે. તમને મ્હને કર્તવ્ય છે. તેવીજ રીતે જેને સરકાર કહે છે તેને પણ કર્તવ્ય છે. તેમણે અમુક કાર્યો કરવાંજ જોઇએ. તમારી આગળ સરકાર સારી છે, એમ કોઇ પ્રતિપાદન કરે છે ત્યારે તેઓ શું બતાવે છે? આ આપણી સરકારે સડકો બાંધી, આગગાડી બનાવી, તારયંત્રો બનાવ્યા. પોસ્ટ ઓફીસો કહાડી; આ તમારી સગવડ કરી નથી કે? અને તમે શા માટે સરકારને નામે બુમ પાડો છો? એવો હમ્મેશ પ્રશ્ન પુછાય છે. આ બાબતો કરી નથી એવું મ્હારૂં કહેવું નથી; પરંતુ કર્યું તેટલું પુરતું નથી. આ બાબતો કરી છે, સારી કરી છે, અગાઉની સરકારોએ કરી હોત તેના કરતાં ઇંગ્રેજ સરકારે વિશેષ સારી કરી છે તે તેને ભૂષણાસ્પદ છે; પણ જે બાબતો સરકાર કરતી નથી તે બાબતો અમે ન કહીયે કે શું? પરંતુ જે કરી નથી, જે કરવાની ઇચ્છા અદ્યાપી દેખાતી નથી તેનું શું? અનેક રીતે કહ્યાં છતાં તે લોકોનું લક્ષ તે પ્રત્યે જતું નથી.

ઇંગ્રેજી પ્રજાની જે સત્તા અમારા દેશપર છે તે સત્તા કાયમ રાખીને તેને કંઇ પણ ઇજા કર્યા વિના આપણે કંઇ કરી શકીયે તે કરો. એમ કહેવામાં કોઇપણ જાતનો રાજદ્રોહ થતો નથી. ઇંગ્રેજ લોકોની સત્તા જે આપણા પર છે તે જોઇએ છે; પણ વચમાં આ કોઠારીઓ છે તે અમારે નહીં જોઇએ. ધાન્ય યજમાનનું છે, સામગ્રી યજમાનની છે; પરંતુ વચ્ચે આ કોઠારીનાં પેટમાં દુઃખે છે તે માત્ર કહાડી નાંખો; અને તે અધિકાર લોકોને આપો. એટલે લોકો પોતપોતાના ઘરની રીતીપ્રમાણે વ્યવસ્થા તપાસશે. એ પ્રકારનું સ્વરાજ્ય અમે માગીએ છીએ.

સ્વરાજ્ય એટલે ઇંગ્રેજ સરકાર કહાડી નાંખો, બાદશાહની સત્તા કહાડી નાખો, અમારા એકાદા સંસ્થાનની સત્તા તેને સ્થાને લઇ આવો એવો સ્વરાજ્યનો અર્થ નથી. સ્વરાજ્યનો અર્થ એવો છે કે અમારે દેવના પુજારી કહાડી નાખવાનાં છે. દેવ રાખવાનાં છે. આ પુજારી નહી જોઇએ. બીજા અમારામાંના પુજારી નીમો, એવું અમારૂં કહેવું છે. આ જે વચ્ચે કલેકટર કમિશનર વિગેરે લોક આવ્યા છે તે નહી જોઇએ. હાલ તમારીપર સત્તા કોણ ચલાવે છે? બાદશાહ આવીને તે ચલાવતા નથી. તેઓ વિલાયતમાં છે, તેઓને કંઈક વાતો જણાવીએ તો તમારૂં કલ્યાણ થાય, એવી તેઓની ઇચ્છા છે, એમ લાગે છે. ત્યારે તમારૂં કલ્યાણ કેમ થતું નથી.

સ્વરાજ્ય શબ્દનો અર્થ ઉપર કહ્યા પ્રમાણે, આપણા બાદશાહ કાયમ, ઇંગ્રેજ લોકોની સત્તા કાયમ, અને બાકીની વ્યવસ્થા કરવાનો અધિકાર પૂર્ણપણે લોકોનાં તાબામાં હોય એ સ્વરાજ્યનું લક્ષણ છે. અમે જે માગીએ છીએ તે કંઇ ઇંગ્રેજ સરકારની સત્તા કમી કરો, ઇંગ્રેજી સરકાર જાય અને આ ઠેકાણે જર્મનસરકાર આવે, એમ માગતાં નથી. હાલના યુદ્ધવડે તેનાથી વિરુદ્ધ સાબીત થયું છે, અને તે સર્વ જગતે જોયું છે. આપણી રાજનિષ્ઠા ઇંગ્રેજ સરકાર પ્રત્યે હોવી જોઇએ, એવી અમારી બુદ્ધિ અમારૂં રક્ત રેડીને અમે પૂરવાર કરી છે. એનાથી વિશેષ પૂરાવો કોઇ પણ મનુષ્ય આપી શકશે એવું મ્હને લાગતું નથી.

ત્યારે એ વાત નિઃસંશય છે કે આ ઠેકાણે અમારે ઇંગ્રેજનુંજ રાજ્ય જોઇયે છે; અને તે પ્રમાણે અમે પ્રયત્ન કરીએ છીએ; પછી જ્યારે એવી સ્થિતી છે તો આ વચલા જે લોક નિમેલા છે તે તેઓને

કહાડી નાંખીને ઇંગ્રેજી સામ્રાજ્યમાં અન્ય ઠેકાણે લોકોને જે હક્ક છે તે અમને શા માટે ન મળે? અમે તેઓ કરતાં શૌર્યમાં ઓછા નથી, વિદ્યામાં ન્યુન નથી, અમારા અંગમાં કર્તૃત્વ છે, એટલું છતાં એ હક્ક અમને કેમ મળે નહીં, એક બે માણુસની નિમણુંક કરવાથી કંઈ અમારૂં સમાધાન થવાનું નથી.

આ પદ્ધતિ કોણે કહાડી? તે બાદશાહે કહાડી નથી. રાણીસાહેબનું જાહેરનામું જે પ્હેલાં પ્રસિદ્ધ થયું છે તે જાહેરનામું એક તરફ અને હાલની પદ્ધતિ એક તરફ. હાલ અમારા હાથમાં અમારૂં કલ્યાણ કરવાનું કંઈ રહ્યું નથી. અમને જો એમ લાગે કે અમુક એક પરદેશી માલ આવે છે, તેનીપર જકાત બેસાડીને સ્વદેશી માલને ઉત્તેજન આપવું, તો તે અમારા હાથમાં નથી; અમને લાગે કે દેશમાં અમુક ઉદ્યોગ ધંધા જોઇએ છે, તે અમે શરૂ કરીએ. બીજા દેશમાંથી પૈસા આપીને શિક્ષક બોલાવીએ તો તે વાત અમારા હાથમાં નથી. આ કેટલી ન્હાની બાબત છે? સર્વ લોકોને લખતાં વાંચતાં આવડવું જોઇએ, મુસલમાન હોય, કોઇપણ ધર્મનો હોય, કોઇપણ જાતીનો હોય. તેને થોડું કે ઘણું લખતાં વાંચતાં આવડવું જોઇએ; આ બાબત હવે આખી પૃથ્વીપરના સર્વ લોકોને કબુલ થઇ છે. આ સંબંધી હવે કંઇ શંકા નથી. લખતાં વાંચતાં આવડવાથી મનુષ્યને કંઇ પણ ફાયદો થાય છે, એ કંઇ કોઇને નવેસરથી કહેવાની જરૂર નથી.

ત્યારે તે વાત અત્રે કેમ બનતી નથી. પૈસા નથી, તેથી આ બહાનું કોણ રજુ કરે છે! આ બહાનુ અધિકારી વર્ગ કાઢે છે. તેઓનો પગાર રૂા. ૨,૫૦૦) હોય છે અને તેના ૩,૦૦૦ કરવા હોય તો પૈસા છે, આજ ૫૦ વર્ષે આ બાબતો આપણા લક્ષમાં આવી. ૧૯૦૬ ની સાલમાં જે વેળા કલકત્તામાં કોંગ્રેસ મળી તે વેળા દાદાભાઈ નવરોજજીએ પોતાનો પચાશ વર્ષનો અનુભવ સર્વને કહ્યો, કે આ જે વ્યવસ્થા છે, આ જે કંઇ એક પ્રકારનો અન્યાય હિંદુસ્તાનમાં દેશમાં થાય છે, તેનો પ્રતિકાર થવા માટે લોકોના હાથમાં સત્તા જવા શિવાય અન્ય માર્ગ નથી, અને આ સત્તા જ્યાં સુધી તમારા હાથમાં આવશે નહી, ત્યાં સુધી તમારો ભાગ્યોદય પણ થશે નહી, પણ જે બાબતો વ્યવહારની છે, વ્યાપારની છે-ધર્મની છે, સમાજની છે તે બાબતો અમારે કરવી જોઇએ; તે બાબતો કરવાની

સત્તા અમારા હાથમાં ઓછી કે વધારે આવ્યા વિના-અંતે પૂર્ણ આવી જોઇએ-પૂર્ણપણે અમારા તાબામાં આવ્યા વિના અમને કોઇ પણ રીતે શાંતિ-અને સમૃદ્ધિનો ભાગ્યોદયનો, લાભનો, ઉત્કર્ષનો કાળ આવવો અશક્ય છે. અન્યના મુખથી કોઇ પાણી પી શકતું નથી. તે આપણેજ પીવું જોઇએ.

તમને આ હકક કંઇ તલવાર લઇને લેવાનું કોઈ કહેતું નથી; પણ હાલ પ્રજાની બુદ્ધિ બદલાઈ છે. હિંદુસ્તાનથી ઈંગ્લાંડને કંઈ મદદ થઇ શકેછે. હિંદુસ્થાન સુખી હોય તો ઈંગલાંડને પણ એક પ્રકારનો વૈભવ, એક પ્રકારની શક્તિ, અને એક પ્રકારે મ્હોટા પણું આવી શકે છે. આ જાગૃત થયેલી બુદ્ધિનો જો આ વેળા લાભ લીધો નહી તો આવી તક કંઇ પુન:આવવાની નથી.

આ અધિકારી લોકોને આ વાત સારી લાગતી નથી. તેમાં કોનું નુકશાન છે ? બાદશાહનું નથી; પણ અધિકારીવર્ગનું છે ત્યારે તેઓને આ વાત ખરાબ લાગે છે. અને હાલ તેઓ એવો ઉપદેશ કરે છે કે તમે સ્વરાજયને પાત્ર નથી; તેથી અમે અત્રે આવ્યા છીએ; જાણે કે તે તેઓ જયારે હિંદુસ્થાનમાં ન્હોતા, ત્યારે હિંદુસ્થાનમાં કોઈપણ સ્થાને સ્વરાજય ન્હોતું; અમે સર્વ જંગલી હતા, અને એકમેકનું ગળું કાપવા પ્રવૃત થયા હતા. પેશ્વાઇમાં રાજયવ્યવસ્થા ન્હોતી, મુસલમાનીમાં રાજયવ્યવસ્થ ન્હોતી, અમને કંઈ રાજયકારભાર તપાસતાં આવડતો ન્હોતો, લોક સુખી કેવી રીતે રહે એ અમને સમજાતુ ન્હોતું, નાના ફડનવીસ મુર્ખ હતો, મલીકઅંબર મુર્ખ હતો, અકબર, ઔરંગજેબ મુર્ખ હતા, એટલે અત્રે તેઓ અમારા કલ્યાણાર્થે આવેલા છે, અને તમે હજી બાળક છો.

બાળક છો, એ પણ ઘડી ભર કબુલ કર્યું. હવે પણ તમે મ્હોટા કયારે થવાના છો ? કાંયદામાં ૨૧ વર્ષનાં થયાં કે મ્હોટા કહેવાય છે. તેઓએ ૫૦ વર્ષ અમારા પર રાજય કર્યું; તો પણ અમે મ્હોટા થઇ શકયા નહીં. ત્યારે તેઓએ ૫૦ વર્ષ કર્યું શું ? જો હિંદુસ્થાનના લોક બાળક હતા તો તેઓને ડાહ્યા બનાવવાનું કાર્ય કોનું હતું ? તેઓનું કાર્ય હતું રાજયકર્તા તેઓ હતા. મ્હારૂ તો એમ કહેવું છે કે એ કામ તેઓએ કર્યું નહીં-ત્યારે અમે બાળક છીએ એટલુંજ નહી-પણ તેઓ રાજય કરવાને ના લાયક છે. જે લોકોને ૫૦ વર્ષમાં પોતાની પ્રજા

સુધારતાં આવડયું નહી તેઓએ પોતાનો અધિકાર છોડીને અન્યના તાબામાં આપી દેવો એજ સારૂં. લોક આપણને કહે છે કે તમે પાત્ર થયા નથી તેમાં આપમતલબીપણું. આ કથન ખરૂં હોય તો તેઓની એક પ્રકારની નામોશી છે; તેઓ નાલાયક ઠરેછે; અને ખોટું હોય તો આપમતલબીપણાનું છે આ શિવાય આપણાથી તેનાપર બીજુ કાંઈપણ અનુમાન થઈ શકતું નથી. અમે નાલાયક છીએ એટલે શું? થયું છે શું અમને? મ્યુનિસિપાલિટીની વ્યવસ્થા અમારી કરેલી ચાલે છે; કોઇ વિલાયતથી પાસ થઇને આવી કલેકટર થયો તો ચાલે છે; તેઓ કામ કરે છે, સરકાર તેઓની શિફારસ કરે છે; અને સ્વરાજ્યના હક્ક લોકોને આપવાની વાત આવે ત્યારે તમે નાલાયક છો; આવી રીતે સ્પષ્ટપણે સર્વ લોકોને કાટયાવધિ લોકોને ના લાયકીનું સરટીફીકેટ આપવું, એટલે પોતાની નાલાયકીનું પ્રદર્શન કરવા જેવું છે.

આ પ્રમાણે સ્વરાજ્ય પર આક્ષેપ કરવામાં આવેછે. પ્રથમ વાત મ્હેં કહી કે એકદમ સર્વ પ્રજાને નાલાયક ઠરાવે છે. પરીક્ષા લ્યો કહીએ ત્યારે પરીક્ષા પણ લેવાની નહી. નાલાયક .નાલાયક એટલે શું? એવી રીતની હાલ પતરાજી ચાલી છે, તે ચાલવા ન દેતાં પૂર્ણ દૃઢતાથી તમે માગવા તૈયાર છો કે નહી, એ મ્હારે પુછવાનું છે. તમે જો આ માટે આગ્રહ ધરશો નહી, હાલની તક તમે વ્યર્થ જવા દેશો, તો આવી તક ફરી ૧૦૦ વર્ષમાં આવવાની નથી. ત્યારે તૈયાર થઇને તમે જરા જોરથી બોલશો, તો એકાદ પોલીસ સીપાઈ કહેશે અરે! નહી કહે એમ નહી; પરંતુ તે સહન કરવું જોઇએ. જો તમે નિશ્ચયથી, ઐકયથી, સર્વ જાતિના સર્વ ધર્મના લોક એકત્ર થઇને આ માગણી સરકાર પાસે કરશો, આગ્રહ ધરશો. આ માટે જે કંઈ ખરચ કરવો પડે તે કરવા તૈયાર થશો અને એ માગણી પ્રમાણે મળ્યા વિના અમારી તૃપ્તિ થવાની નથી, સંતોષ મળવાનો નથી, એવું સરકારનેજ નહીં, પરંતુ સર્વ જગતને જાહેર કરશો. એટલી દૃઢતા જો તમારા અંગમાં હશે તો મ્હારી ખાત્રી છે કે પરમેશ્વરની કૃપાથી તમારી માગણી પ્રમાણે જલદી મળ્યા વિના રહેશે નહી.

તમારા નિશ્ચયનું ફળ છે. ધર્મમાં શું કે રાજનીતિમાં શું નિશ્ચય જોઇએ; અને તે મનનો નિશ્ચય હિમત વિના આવતો નથી. શું થશે? એમ કહેવું પડશે નહી. સારૂં થાય કે ખરાબ થાય, એજ અમારે

જોઇએ, એજ અમે માગીશું, તેને માટે અમે પૈસા એકઠા કરીને ખર્ચ થશે તે કરીશું, શ્રમ પડશે તે સહન કરીશું; અમારી આ માગણી પૂર્ણ થયાં પર્યંત અમે આ હિલચાલ બંધ કરવાનાં નથી; અમારી હયાતીમાં આ કામ પૂર્ણ નહી થાય તો અમારા બાળબચ્ચાં પણ હીલચાલ કાયમ રાખશે એવી જ્યારે નિષ્ઠા આ કાર્યપર હોય ત્યારેજ ફળ મળે છે. નિષ્ઠા વિના પરમેશ્વર તરફથી ફળ મળતું નથી રાજા તરફથી મળતું નથી. આ લોકમાં નહી અને પર લોકમાં નહી. આ નિષ્ઠા જો તમારામાં નહીં હોય તો આવી રીતે પ્રયત્ન જારી રાખ્યા છતાં પણ તેમાંથી કંઇ ફળ પ્રાપ્તિ થશે નહીં. નિષ્ઠા પ્રથમ જોઇએ. આપણને જે વાતો ખરી લાગે છે તે વાતો પ્રતિપાદન કરવાને તે કહેવાને, જણાવવાને, અધિકારીઓને, કહેવાને, કિંબહુના બાદશાહને પણ કહેવાને અમારે તૈયાર રહેવું જોઇએ. બાદશાહે લોકોના હાથમાં અધિકાર આપવો જોઇએ. અને હિંદી પ્રજામાં અને ઇંગ્રેજી પ્રજામાં, ગોરી અને કાળી પ્રજામાં કોઇ પ્રકારનો ભેદ ન રાખતાં........( ન રાખવો જોઇએ ) તે જેમ બાદશાહની પ્રજા છે તેમ અમે પણ પ્રજા છીએ. તે જેટલી સુખી છે તેટલું અમને પણ સુખ થવું જોઇએ. આ સર્વની કુંચી જે હાલ કેટલાએક લોકોએ, શાણા, વિદ્વાન, વિચારવાન પુરૂષોએ જે ઠરાવી છે, તે સ્વરાજ્ય છે, તેનો સમય આજ આવી લાગ્યો છે.

---

## વ્યાખ્યાન ૨૪ મું.

# સ્વરાજ્ય.

(તા૦ ૧-૬-૧૯૧૬ ની દીને અહમદનગરમાં આપેલું વ્યાખ્યાન.)

સાધારણ રીતે મ્હારો મત એવો છે કે આપણે જે કંઇ સુધારા જોઇએ છે તે સ્વરાજ્યના સુધારા છે.

તમે કદાચ વૃદ્ધ સ્ત્રીની વાત જાણતા હશો; તે એ છે કે એક વૃદ્ધ સ્ત્રીને દેવતા પ્રસન્ન થયા પછી તેણે શું માગવું તેનો વિચાર કર્યો, અને દેવતા પાસે એવું વર માગ્યું કે દેવતાએ મ્હને એવું વર આપવું કે મ્હારા

પૌત્રને સોનાની થાળીમાં જમતો હું પ્રત્યક્ષ જોઉં. એટલે તે ત્યાંસુધી જીવતી રહે, છોકરો થાય, સંપતિ મળે વિગેરે વિગેરે–આ એક ન્હાના વરમાં સર્વ અર્થ એક સ્થાને આવે છે, તેવીજ સ્વરાજ્યની વાત છે.

સ્વરાજ્ય જો ન મળ્યું તો ઉદ્યોગિક ઉન્નતિ થવાની નહી. સ્વરાજ્ય જો ન મળ્યું તો કોઇ પ્રકારનું શિક્ષણ પ્રાથમિક કે ઉચ્ચ કોટિનું, પ્રજાને ઉપયુકત એવું શિક્ષણ મળવું શકય નથી. સ્વરાજ્ય જો મળ્યું નહીં તો માત્ર સ્ત્રી શિક્ષણ પણ વધારીને ચાલવાનું નથી. ઔદ્યોગિક સુધારણા કરીને ચાલવાનું નથી. સામાજિક સુધારણા કરીને પણ ચાલવાનું નથી. આ સર્વ સ્વરાજ્યના અંગ છે.

સત્તા પ્રથમ, અને જે સ્થાને સત્તા ત્યાં શાણપણ; શાણપણ સત્તા વિના નથી; અને હોય તો પણ નિષ્ફળ જાય છે. કોઇ પણ પ્રજાને આ સિદ્ધાંત ખાસ કરીને કહેવાની આવશ્યકતા નથી; પરંતુ આપણા લોકોને આ બાબત વિશેષ કરીને સમજાવવી પડે છે.

સ્ત્રી શિક્ષણ નહી જોઇએ એમ હું કહેતો નથી, પણ આ હિલચાલ બંધ કરવાના હેતુથી, તે તરફ વળો એમ અમને કહેવામાં આવે છે, તે વેળા અમારૂં એમ કહેવું છે કે પ્રજાને મૃત કરવાનો આ ઉપાય છે, તમારા શરીરમાં જો કૌવત ન હોય, તમારાં અંગમાં એકાદ બાબત પ્રાપ્ત કરી લેવાની ધમક નહીં હોય; તો શીખેલી પત્નિ લઇને તેને પેટે જે સંતાન થશે તે પણ તેવુંજ થશે, અને તે તમારો પુત્ર કર્તવ્ય બજાવવા કંઇ પ્રયત્ન કરશે એમ કહેવું એ કેવળ મુર્ખપણાનું છે. તમારે પોતાના પગ ઉપર ઉભું રહેવું જોઇએ. તમારે આ બાબતો કરવી જોઇએ, અને તેમાંની મુખ્ય બાબત તે પ્રથમ કરી લેવી જોઇએ. જેઓએ આજ ૫૦ વર્ષ પ્રયત્ન કર્યો તેઓનો એવો અનુભવ છે કે સ્વરાજ્ય, એ સર્વની ચાવી છે, અને તે જો તમારા હાથમાં આવી નહી તો પરચુરણ પ્રયત્ન કરીને કહેવું કે આ સુધારણાં અમે કરીએ છે તે વ્યર્થ છે. સ્વરાજ્ય એટલે શું એ કાલે કહ્યું, સ્વરાજ્ય એટલે ઇંગ્રેજોને કહાડી મુકવાના નહી; રાજા કોઇપણ હશે તે ચાલશે. રાજાથી અમારે કંઈ કરવાનું નથી. અમારા હક્ક અમને મળે એટલે થયું, અને તે કોઈપણ રાજા હોવા છતાં મળી શકે છે. ઇંગ્લાંડમાં રાજા છે પરંતુ ઇંગ્રેજ લોકોને હક્ક છે કે નહી? ઇંગ્લાંડનો રાજા તેજ અમારો બાદશાહ, ત્યારે ઇંગ્લાંડમાં તેનું રાજાપણું કાયમ રહીને જ્યારે

ઇંગ્રેજ લોકોને સ્વતંત્રયના હક્ક મળે છે તો હીંદુસ્થાનમાં તેજ રાજા બાદશાહ તરીકે કાયમ રહીને બ્રિટિશ નાગરિકત્વના હક્ક અમને મળવામાં અડચણ શું? કોઇ કોઇનું એમ કહેવૂં છે કે ખાવાનું તો દે છે કે નહી? કોઇને મારતા નથી. પશુ પક્ષીને સુદ્ધાં ખાવાને મળે છે ખાવાનું મળવું એ કંઇ પુરૂષાર્થ નથી "**काकोपि जीवति चिराय बलिं च भुंक्ते**" કાગડો પણ જીવે છે અને બલિ ખાય છે. કાગડો પોતાનો ઉદર નીર્વાહ કરે છે, તેને કંઇ ખેતર ઉગાડવૂં પડતું નથી રોજ તેને રાંધેલો ભાત ખાવાને મળે છે. ઉદર નીર્વાહ કરીને પેટ ભરીને રાજાએ બાંધી દીધેલ મર્યાદાના અંદર, તેણે જે રસ્થાનો ખુલ્લાં મુકયાં હોય તે સ્વિકારીને તેનો હુકમ માનવો અને તેના તંત્ર પ્રમાણે ઉદર નિર્વાહ કરવો, એમાં હું કંઇ પુરૂષાર્થ સમજતો નથી. પશુ અને મનુષ્યનો આ સમાન ધર્મ છે. મનુષ્યમાં જે કંઈ મનુષ્યપણું હોય તો અમારી બુદ્ધી, અમારી કુશળતા, અમારી એકંદર હિમત બહાદુરીને કંઈ પણ મોકળો પ્રદેશ જોઇએ કે નહીં? હિંદુસ્થાન માટે તેવું ક્ષેત્ર ખુલ્લું નથી. તેને માટે જે તમારૂં કંઇ કર્તવ્ય હોય તો પ્રથમ કર્ત્તવ્ય એ કે આ સતામાંથી કાંઈ અંશ તમારા તાબામાં લ્યો. એવા પ્રકારની ઉમેદ જેને ન ધારણ કરી તો ઉતરો ઉતર સૃષ્ટિ નિયમ પ્રમાણે એવી જે કંઈ મનુષ્યમાં ઉમેદ કિંવા બુદ્ધિ હોય છે તે કમી કમી થતી જશે, તેના પ્રમાણમાં અધિક અધિક પશુની સમાનતામાં આવતાં જશું.

સ્વરાજ્ય એટલે શું? અને તેનાથી શું થશે? સ્વરાજ્ય એટલે શું? એક કલેકટર કાઢીને તમારો મુકયો એટલુંજ નહીં. તે આપે તો તે પણ જોઇએ છે. અમુક મનુષ્ય કાઢો, અમુક ઠેકાણે અમુક વ્યવસ્થા રાખવી એમ કહેવામાં કંઈ હરકત નથી. કદાચિત ગોરો માણસ પગાર આપવાથી આપણો નોકર થશે. સારો હશે તો અમે રાખશું, પણ વ્યક્તિનો વાદ નથી. પ્રજાનો વાદ છે. સત્તા હાથમાં હોવા વિના બીજો કંઇ માર્ગ નથી. તે સત્તા એકવાર આપણા હાથમાં આવશે તે સમયે આપણે હજારો બાબત કરી શકશું. થોડા ગામમાં આવેલી એક દારૂની દુકાન બંધ કરાવવાને ઘણો મોટો પ્રયત્ન પુનામાં થયો હતો. આ દુકાનથી સરકારને એક બે હજારની પ્રાપ્તિ હશે; પરંતુ તે દુકાન કાઢી નખાવવાનું અમારા તાબામાં નથી; અમુક સ્થાને દારૂની દુકાન કાઢવી કે નહીં. કાઢવી તેને વાસ્તે એટલો બધો પત્ર વ્યવહાર (correspondence) શામાટે!

મ્હને લાગે છે કે એને માટે જેટલા કાગળ વપરાયા હશે તેટલો દુકાનનો વર્ષનો નફો નહીં હોય. હાલની વ્યવસ્થામાં પરિશ્રમ પડે છે તે બંધ થાય, આ જહાંગીરી બંધ થાય, અને તે સત્તા અમારા હાથમાં આવવી જોઇએ.

સત્તા અમારા તાબામાં આવવાથી અમારાં અંગમાં રહેલા વડિલોપાર્જિત ગુણનો ઉતકર્ષ થશે. તે ગુણ કાંઇ પણ રીતે ઉપયોગમાં આવવાને અમને માર્ગ જડશે. સ્વરાજ્ય સ્વરાજ્ય એટલે બીજું કંઈ નહી. ચોડુ કાં ન હોય, ઘરમાં બેઠાં કંઇ પણ ધંધો કર્યો એ પૈસા મેળવ્યા, બાલબચ્ચાંનું પેટ ભર્યું એટલું પુરતું છે. હવે સ્વરાજ્યનો પરિશ્રમ શાને માટે? એનો ઉત્તર એટલોજ છે કે જે એક પ્રજાસંબંધી બુદ્ધિ આપણા કરતાં કંઇક અધિક આ જગતમાં છે. આપણી એક વ્યક્તિ કરતાં વધારે વ્યક્તિના સમુદાયનો લાભ કરવાનું જે એક અધિક કર્તવ્ય છે તે કર્તવ્યનું તમને વિસ્મરણ થતું જાય છે. એક સમય એવો હતો કે મહારાષ્ટ્રના મહાપુરૂષોની પરંપરામાં એવા સમર્થ પુરૂષો હતા કે જેને આદર્શોની જાગૃતિ હતી: પરંતુ દૈવયોગે આ મનુષ્યસ્વભાવ ટક્યો નહીં અમારૂં કામ જો બીજો કરવા લાગે તો અમે કહીએ છીએ સારૂં થયું, કામ થાય એટલે બસ; પણ ક્યાં સારૂં કહેવું અને ક્યાં નહી તે સંબંધી વિવેકબુદ્ધિ માત્ર અમારામાંથી ચાલી ગઇ છે.

જે પ્રમાણે પોપટને પિંજરામાં રાખે છે તે પ્રમાણે તમારી સ્થિતિ થઇ છે. એ વાત કેસરીમાં પ્રસિદ્ધ થઈ હતી. પિંજરામાં રાખ્યાસંબંધી એવી એક વાત રવિંદ્રનાથ ટાગોરે પોતાના આત્મચરિત્રમાં લખી છે, કે પિંજરામાં રાખેલા એક પોપટ અને બ્હારના એક પોપટ એ બેનો સંવાદ આમાં આપેલો છે. બ્હારના પોપટે પિંજરાના પોપટને કહ્યું કે બ્હાર એવી મજા છે, અત્રે ફરવાનું મળે છે, ગમે ત્યાં જવાય છે. મરજી પડે ત્યારે ખાવાનું મળે છે આ આનંદ તને ક્યાં છે? પિંજરામાંના પોપટે ઉત્તર આપ્યો કે ભાઇ તું કહે છે તે ખરૂં છે; પરંતુ આ સોનાની સળી બ્હાર ગયા પછી ક્યાં મળનાર છે? તેવી અમારી અવસ્થા થઇ છે. સ્વરાજ્ય મળ્યું તો ચલાવશો કે કેમ? કોઇ દેતું નથી? અને તમારે કાળજી પડી છે કે સ્વરાજ્ય મળ્યું તો અમે ચલાવશું કેમ? અમે લાયક નથી? તે પોપટને બ્હાર જવાથી તે પિંજરૂ અને બેસવાને સળી વિગેરે કેમ

મળશે? તેજ અમારી અવસ્થા થઇ છે. આ અવસ્થા સ્વાભાવિક નથી. કૃત્રિમ છે, તે પોપટને જેવી રીતે ઘણા વર્ષ પિંજરામાં પુરી રાખવાથી એવી ભાવના ઉત્પન્ન થઇ તેમજ આ અધિકાર અમારા હાથમાંથી જવાથી અમને પણ તે ભાવના ઉત્પન્ન થઈ. આ અમારી મૂળની સ્વાભાવિક મનુષ્યની સ્વાભાવિક ભાવના નથી. જેમ પોપટની તે સ્વાભાવિક ભાવના નથી તેમજ અમારી એ સ્વાભાવિક ભાવના નથી,

જે અંગપર કામ પડે છે તે કરવા અમે તૈયાર થઇએ છીએ. તે પ્રમાણે જે લોક તૈયાર હતા તેઓના અમે વંશજ છીએ. અને તેઓના જો તમે ખરા વંશજ હો તો તે સંધિ મળતાં તેઓના ગુણુ તમારા અંગમાં પ્રકટ થવા જોઇએ, અને પ્રકટ થશે એવા ભરોસાથી તે માટે તમારે ઉદ્યોગ કરવો જોઇએ, એવું મ્હારૂ કહેવું છે. અનુવંશિક સંસ્કારની કંઇ કીંમત હોય તો આપો, નહીં તો અમુકના પૌત્ર પ્રપૌત્ર એ માત્ર કહેવાનું છોડી દો. હાલ આપણે ત્યાં પુષ્કળ સરદાર છે, તેઓ કહે છે કે અમારા દાદાઓ સરદાર હતા. તેઓના અંગમાં તેઓના રકતનો ગુણ આવેલો છે; પરંતુ તેઓએ (દાદાઓએ) મેળવેલાં વતન બચાવવા માટે તેઓ સાહેબની કોઇપણ રીતે ગમે તે રીતે સેવા કરે છે. ઠીક. હું કહું છું કે તેઓ સરદાર છે તેથી એમ કરે છે. પરંતુ તમે અમે જેને કંઇ મેળવવાનું નથી, તેણે માત્ર તેઓને પગલે શા માટે ચાલવું જોઇએ?

એવા પ્રકારનો જે દેશપર એક પડછાયો પડયો છે, એ ગ્રહણ છે. ચંદ્રને ગ્રહણ લાગે એટલે તે છુટવા માટે દાન કરેછે. તમને જે ગ્રહણ લાગ્યું છે તે છુટવા માટે એક પૈ પણ ખર્ચવા તમે તૈયાર નથી ચંદ્રને ગ્રહણ લાગે કે અગાઉના બ્રાહ્મણો જપ કરતા હતા. તમે કંઇ કરો છો કે? તેને માટે કોઇને બે પૈસા આપવા તૈયાર છો કે?

મારૂં જે કંઇ છે તે તમારે જોઇએ છે, એમ નિશ્ચયથી કહેવા તૈયાર થવું જોઇએ; જ્યાં સુધી તમારા મનમાં નિશ્ચય નથી ત્યાં સુધી કોઇ પોલીસનો સીપાઇ આવ્યા બરોબર "કેમ તિલકના વ્યાખ્યાનમાં ગયો હતો કે? હા પાછળથી ગયો હતો દૂર બેઠો હતો, મને બધું સંભળાયું નહી" પોલીસ અમલદારે જોયું હોય છે; ના કહી શકાતી નથી. એક પ્રકારની તમારા મનમાં બ્હિક શા માટે? અમને સ્વરાજ્ય જોઇએ છે, એમ કહેવામાં શું ડર છે?

ઉડાવવાથી કાંઇપણ દેવી પ્રસન્ન થતી નથી, તે દેવીને તમારા મનમાં શું છે તે જ્ઞાત છે, અને આ સર્વ જ્ઞાતા દેવીઓમાં સ્વતંત્રતાની દેવીનો આ વિષયપર ખાસ કટાક્ષ છે, તમારે જોઇએ તે માંગો અને તે આપશે, કદાચ એક બે વાર ના કહેશે; કેટલીવાર ના કહેશે? તેમની ખાત્રી થવી જોઇએ કે આમા ઉડાવવાની વાત નથી, યત્ન કર્યા વિના ઉપાય નથી, એવી તેની ખાત્રી થવી જોઇએ.

તમારામાં કંઇપણ દેખાય ત્યાં સુધી બિતી દેખાડવી એ દરેક દેવીનું કામ છે. આપણા યોગ શાસ્ત્રમાં જોતાં દેવીની સાધના કરવી જોઇએ. તેઓ બીતિ દેખાડે છે; સાધનામાં સફળતા મળી એટલે સારૂં થયું. બીતિની દરકાર કર્યા વિના આપણે આપણું કાર્ય નિશ્ચયથી કર્યું તો યોગશાસ્ત્રમાંની દેવી આપણને પ્રસન્ન થાય છે. એ નિયમ છે, એ ન્યાય છે. રાજકીય બાબતમાં પણ નિયમ છે, એ ન્યાય છે. રાજકીય બાબતમાં પણ બીજો ન્યાય નથી. અમારે તે જોઇએ છે તે (સ્વરાજ્ય) પ્રાપ્ત કરી લેશું, અને તે મળ્યા વિના અમે અમારો ઉદ્યોગ છોડશું નહી, એવી દૃઢ ભાવના તમારામાં હોવા વિના આ વાત કંઇ પ્રાપ્ત થવાની નથી. આ ભય પાછળ રહેશે, સી. આય. ડી. કલેકટર પાછળ રહેશે, અને આખરે તે બાબત પ્રાપ્ત થશે, તેઓ બ્હીવરાવે તેનાથી ડરતાં નહી. કિંબહુના એવું સમજવું જોઇએ કે આ એનું એક નિશ્ચિત પરિણામ છે. ઇંગ્રેજીમાં એવી એક કહેવત છે કે અંધારામાંથી ગયા શિવાય પ્રકાશ દેખાય કેમ? સૂર્યને પ્રભાતે ઉગવા અંધારામાંથી જવું પડે છે સામાન્ય લોકોની સમજ કહું છું શાસ્ત્રની સમજ કહેતો નથી. અંધારામાંથી ગયા વિના પ્રકાશની પ્રાપ્તી થતી નથી. આ આંચમાંથી ઉપદ્રવમાંથી અને ધકીમાંથી બ્હાર પડયા શિવાય સ્વતંત્રાની પ્રાપ્તિ નથી. નિશ્ચય જોઇએ છે. સ્વરાજ્ય એટલે શું એ મ્હેં આપને કહ્યું.

મ્હારા મિત્ર કેલકરે કહ્યુંજ છે કે સ્વરાજ્ય એટલે ઇંગ્રેજ લોકોને કહાડી મુકી આપણી સત્તા તે સ્થાને સ્થાપિત કરવાની નથી; પણ પ્રજાના હક્ક હાથમાં લેવા એ છે; ઇંગ્લાંડને આ એક પ્રજાને ગુલામ રાખ્યાથી કંઈ લાભ છે કે? આનો જો બરોબર વિચાર કર્યો તો આજ એકંદર જગતની સ્થિતી પરથી એવું દેખાઈ આવે છે કે કોઈ દિવસે પણ ઈંગ્લાંડને પોતાના હાથમાંના સામ્રાજયના અવયવ જે પ્રાંત યા દેશ

છે તે દેશોને સ્વતંત્રતા આપવાની જરૂર પડશે. કોઈ દિવસે પણ આ વાત બનવાની છે બનવી જોઈએ; પણ તમે જો કંઈ કરશો નહી તો માત્ર બનવાની નથી. આખી રાત્રિ જાગી ચોર જ્યારે આવ્યો ત્યારે સુતેલા, તેવી તમારી સ્થિતી થશે. સમય આવે છે; પરમેશ્વરની કૃપાથી જગતના અન્ય પ્રજાની પૂનર્ઘટનાનાં સ્વરૂપ કદાચિત્ તમને અનુકુળ થશે. પણ આ કાળ અનુકુલ થયો. તમે જાગતા હશો તો તેનો ઉપયોગ, નહીં તો સુતા તો સુતા.

૧૮૫૮ ના વર્ષમાં હિંદુસ્થાન સરકારનો જે એકટ થયો તેને થયે આ વર્ષે ૫૮ વર્ષ થયાં. આ ૫૮ વર્ષમાં શું થયું? અધિકારી પ્રબળ થયા, સત્તા ધારી થયા, લોકોની સત્તા કમી થઈ, તે એટલે સુધી કે કુળકર્ણી અમારે નહીં જોઈએ, નોકર જોઈએ છે સઘળા; કોઈને પોતાના જન્મથી વંશપરંપરાથી અધિકાર હતા તેપણ ગયા. ઈનામ કમીશન નિમાયું, ત્યારે લક્ષ નહીં ખેચાયું તેનો કંઈ ઉપાય નહીં. વિંચૂરકર તે સમયે જાગીરદાર હતા, સૈન્યના માલેક હતા. કોઈ ૧૦,૦૦૦ તો કોઈ ૧૫,૦૦૦ ની સેનાના અધિકારી હતા તેમને કહ્યું કે તમારે ૧૫ હજારની સેના પુરી પાડવી પડે છે, અને તમને (અમારે) ૧૫ લાખ રૂપીયા આપવા પડે છે. અને તમને ખર્ચ આવે છે ૧૪ લાખ; ત્યારે એક લાખ રૂપીયા લ્યો. કબુલ કર્યું. તેમને ઘેર બેઠાં ખાવાનું મળે છે. પછી શું? આ મ્હોટું તત્ત્વ છે. આ વેળાએ કોઈએ કહ્યું નહી કે અમારો સૈન્ય રાખવાનો, સરકાર માટે લઢવાનો અધિકાર ગયો, એવું કંઈ કોઈને લાગ્યુ નહીં. સારી છે સરકાર, ઘેર બેઠાં ખાવાને આપે છે, બીજું શું જોઈએ? આ સ્થિતીને લીધે અમારી એવી અવસ્થા થઈ છે.

૫૦-૬૦ વર્ષમાં આ પ્રાંતનો સઘળો અધિકાર યુરોપિઅન અધિકારી વર્ગના તાબામાં ગયો છે. એપરથી એમ સમજતા નહીં કે હું યુરોપિયન અધિકારી વર્ગને ખરાબ કહું છું; તે ઘણા મ્હોટા અને શીખેલા છે. વિલાયતથી ઉત્તમ વિદ્યાર્થી જે આવે છે તેને આ જગ્યાઓ મળે છે; તેઓની કર્તૃત્વશક્તિ અધિક હોય છે; પરંતુ આ સર્વ કબુલ કરવા જતાં તેઓને આપણે માટે કામ કરતાં ઘસારો લાગે છે. વિલાયતની હવા ઠંડી અને અત્રેની ઉષ્ણ હવા હોવાથી તેઓને અધિક પગાર આપવો પડે છે. આપણા કલ્યાણ માટે આવેલા તેને તમે ના

કહેશો? આ સર્વ વાત અમને કબુલ છે. તેઓ કદાચ અમારા કરતાં સ્હેજસ્હાજ વધારે કામ કરતા હશે, એપણ હું નાકબુલ કરતો નથી. મ્હારૂં કહેવું એટલુંજ છે કે તે કામ કરવા અમે તૈયાર હોવા છતાં તે કામ અમારૂં હોવાં છતાં અન્યના હાથમા કેમ? પુના અને સતારા પ્રાંતના લોક જ્યારે વડોદરાનો રાજ્યકારભાર જો ચલાવે છે તો તેજ રાજ્યકારભાર તેજ પ્રકારે આ અમારા પ્રાંતમાં ચલાવવાને હરકત શું? દેશના બે વિભાગ પાડીને એક ભાગ મરાઠી દેશ કંઈ એક ઐતિહાસિક કારણથી ઇંગ્રેજ સરકારના તાબામાં ગયો. એક રહ્યો સંસ્થાનિકના તાબામાં. આ દેશના લોકો કામ કરવાને લાયક છે એમ એક ભાગ કહે છે. બીજા ભાગમાં તેઓ નાલાયક છે એમ અધિકારી કહે છે, અને અમે પણ તેઓના શબ્દ ઝીલી લઈને તેના જેમ ગાંડાની માફક બોલવા લાગીએ છીએ.

હવે અમને વંશપરંપરાનો સંસ્થાનિક માત્ર ચાલશે નહી. અમારે અમે નિવડેલો કોઈપણ અધ્યક્ષ ચુંટવો જોઈએ....... એ એક ઐતિહાસિક સમસ્યા અથવા વિસંગતતા છે કે જે પ્રાંત મરાઠાની રાજધાની હતી તે પ્રાંતને તે સંસ્થા અને વ્યવસ્થા આપવાની નહીં, અને જે પ્રાંત એ પ્રાંતને અવલંબીને હતા તેને તે વ્યવસ્થા મળે. તેનું કંઈ કારણ નથી. અમે શા માટે એવા થઈએ નહીં? મ્હેં આપને કહ્યું કે, ગાયકવાડ અને સિંધીયા સરકારે પૈસા અને ફોજ લડાઈ માટે. યુરોપમાં મોકલ્યાં છે. અમારા તાબામાં હોત તો અમે પણ તેમજ કર્યું હોત. બ્રિટીશ રાજ્યનું જવું કે બ્રિટીશ રાજ્યનું રહેવું, એ વાત સાથે આ વાતનો કંઈ એક પણ સંબંધ નથી. પરંતુ, અધિકારી વગેરે પરકીય અધિકારી વર્ગની સત્તા રહેવી ન રહેવી એટલો ભેદ છે.

આ વ્યવસ્થામાં ભેદ છે. મૂળ જે સામ્રાજ્યની સત્તા તેમાં ભેદ નથી. મ્હને લાગે છે કે અગાઉ લૉરેન્સ સાહેબે આ જે સ્વરાજ્યની હિલચાલ ચાલે છે તેના સંબંધમાં એમ સુચવ્યું હતું કે હિંદુસ્થાનના વિભાગ પાડીને જુદા સંસ્થાન કાઢવાં જોઈએ. તેમાં કોઈ નિપુણ જનોને રાખવા અને માત્ર પરરાષ્ટ્ર સાથે સંધી કરવાનો, ઇંગ્રેજી રાજ્યભયમાં ન આવી પડે એવા પ્રકારની લષ્કરની કિંવા આરમારની વ્યવસ્થા કરવાના વિગેરે જે અધિકાર છે, તે માત્ર આપણા (બ્રિટીશ સરકારના) તાબામાં

રાખો. તે અધિકાર તમે તાબામાં ન રાખો એવું (અમે) કહેતા નથી. સ્વરાજ્યની વ્યવસ્થામાં આ ઉપરના સામ્રાજ્ય સરકારના પ્રશ્નો છે, હિંદુસ્થાનનો અન્ય પ્રજાઓ સાથે કેવો સંબંધ હોવો જોઇએ. અમુક બાબત માટે લડાઈ કરવી કે ન કરવી અને જે વેળા પરરાષ્ટ્ર સાથે સંબંધના વાતો આવે, ત્યારે તે સમયે શું ધોરણ સ્વિકારવું એ ઈંગ્લાંડે ખુશીથી પોતાના તાબામાં રાખવું. સ્વરાજ્ય માગનારા લોકો એ બાબતમાં અડચણ કરવા માગતા નથી. અમારે જે જોઇએ છે તે એકે આજ જેવી રીતે દેશી સંસ્થાનમાં અમે અમારી વ્યવસ્થા કરીએ છીએ તેજ પ્રકારે તે વ્યવસ્થા અત્રે કરવા અમને અધિકાર જોઇએ છે. અમારૂં જે કંઈ કરનું ઉત્પન્ન આવે તે અમુક બાબતમાં ખર્ચ કરીએ, શિક્ષણ માટે ખરચ કરીએ, દારૂમાંથી ઓછું ઉત્પન્ન થાય તો તેને બદલે બીજો કોઈ કર નાંખવો, તે અમે ઠરાવીએ અને તે પ્રમાણે અમે વ્યવસ્થા રાખીયે; તેમાં હાથ નાખતાં નહીં. આ હુંજ આપને કહું છું એમ નથી, એમ લૉરેન્સ સાહેબે કહ્યું છે. જો હિદુસ્થાનમાં સુધારણા કરવી હોય, લઢાઈ પછી કોઈપણ પ્રકારે એની વ્યવસ્થા કરવાનો સરકારનો હેતુ હોય તો સર્વ હિંદુસ્થાનના ભિન્ન ભિન્ન પ્રાંત કરો, તેમના મગજમાં કંઈ ભાષાની કંલ્પના ન્હોતી; પરંતુ અમે કલ્પના ઉમેરીએ છીએ. મરાઠી પ્રાંતનું, તેલંગી પ્રાંતનું, કાનડી પ્રાંતનું એવું એક એક સંસ્થાન કરો.

હિંદુસ્થાન એ મ્હોટો દેશછે. ભાષાવાર તેના વિભાગ કરવો જોઇએ તો મરાઠીનો ભાગ જુદો કાઢો, ગુજરાતીનો જુદો કાઢો, પણ તેમાં હિંદુ અને મુસલમાનને કેવી રીતે શિક્ષણ આપવું તે સંબંધી પણ હું બોલવાનો છું. કેનેડામાં ફ્રેંચ અને ઇંગલીશ લોકોની વસ્તી છે, ત્યાં ઈંગ્રેજી મુત્સદીઓ ( તે બાબત ) ઠરાવી [illegible], ત્યારે મુસલમાન અને હિંદુએ કેવી રીતે વર્તવું એ શું તેઓ નક્કી કરી શકે તેમ નથી ! હાલ આ બાબતો ન આપવાના સંબંધમાં આ કારણો ( બ્હાના ) છે. કંઈ હાથમાં ન આપતાં, કોઈપણ પ્રકારની સત્તા આપણા તાબામાં ન હોવા છતાં ભાતના દાણા ફેંકીને લડાવી મારવાની વાત છે. આમાંથી ભવિષયમાં કંઇ હકક મળે; સત્તા તાબામાં આવે તેની પાયરી તરીકે જો અમને આપ્યું હોય તો તેની કીંમત છે. નહીં તો તેની કીંમત નથી. થાય છે શું ! ભલા અને સુશિક્ષિત જનોને એ ચકડી લડાવી મારવાની આ કલા છે.

સ્વરાજ્યથી અમે એવું માગીએ છીએ કે આખા હિંદુસ્થાનમાં આવા પ્રકારના આખરે સંસ્થાનો થાય તે સંસ્થાનોમાં પ્રથમ વિલાયતથી આવેલા અંગ્રેજી માણસો, અને આખરે લોકોએ નિવડેલા અધ્યક્ષ રહે; અને સર્વ રાષ્ટ સંબંધી જે કંઈ પ્રશ્નો છે તેની જુદી કાઉન્સીલ રાખવી. યુરોપ, અમેરીકા, યુનાયટેડ સ્ટેટસમાં જેવી વ્યવસ્થા છે, જેવી રીતે ત્યાં જુદાં જુદાં ન્હાના સંસ્થાનો છે, અને તેનું એકીકરણ કરવાને તે ઠેકાણે જેમ કાંગ્રેસ છે, તેજ પ્રકારનો અધિકાર હિંદુસ્થાન સરકારે પોતાના તાબામાં રાખવો, અને હાલ જે જુદા જુદા ૭૧૮ પ્રાંત છે તે કરતાં જોઇએ તો આઠના વિશ પ્રાંત કરો. અને લોકોને જે રીતે સુલભ પડે, તેઓને પસંદ આવે, તેઓના હાથમાં સતા રહે, એ રીતે આ પ્રાંતની વ્યવસ્થા કરો. એજ સ્વરાજ્યની માગણી છે. સ્વરાજ્યની માગણી એટલે બાદશાહાને કાઢો એમ નહીં. કદાચ આ વ્યવસ્થા માટે કોઇ કાઇ ઠેકાણે ઇંગ્રેજ અમલદાર તમારે લાવવા પડશે. કબુલ છે વાત પણ તે અમલદાર અમારા રહેશે, લોકોના રહેશે, લોકોના નોકર તરીકે રહેશે, તેઓ આપણા ધણી તરીકે રહેશે નહીં. જે કંઈ હવે હિંદુસ્થાનની સુધારણા કરવાની છે તે સુધારણા કરવાને કેવલ અમારા લોકોની બુદ્ધિ પુરી પડશે નહી. અમારે ઈંગ્લાંડમાંથી, અમેરીકામાંથી માણસો લાવવા પડશે; પણ તે લોક અમને જવાબદાર રહેશે ત્યારે એક દ્રષ્ટિથી વિચાર કરીએ તો યુરોપિયન લોક વિરૂદ્ધ આ હિલચાલ છે, એમ કંઇ કહી શકાય નહીં.

હિંદુસ્થાંમાં થોડાથોડા કૃતિનો આરંભ થયોછે, મદ્રાસમા બીઝાંટ બાઇએ હોમરૂલ લીગ કહાડી છે; અત્રે પણ અમે કહાડી છે; અને એજ પ્રમાણે બંગાળમાં કિંવા અન્ય સ્થળે જલદી હોમરૂલ લીગ નીકળે. કદાચ કાંગ્રેસ આ પ્રશ્ન હાથમાં લઈ તેજ પોતે લીગ કાઢશે તો બન્નેના લીગ મળી જશે. ઉદ્યોગ એકજ કરવાનો છે. આ ઉદ્યોગ અમે બન્ને કરનારા છો. કાયદાનો પ્રશ્ન છે સ્વરાજ્ય અમારે મેળવવાનું છે તે કિયા પ્રકારે મેળવવું તે કહ્યું. તેનાથી હાલની સ્થિતિમાં આગળ જતાં શું ફરક પડશે તે કહ્યું. લૉર્ડની સભાને એવાં સ્વપ્ન આવવા લાગ્યા છે. લૉર્ડ હાર્ડીજ સાહેબે સિવિલીયન લોકોને કહ્યું કે થોડા કાળમાં તમારો અધિકાર તમારા હાથમાંથી ત્મારે લોકોને આપવા પડશે. આપણી વિરૂદ્ધ

પક્ષના જે લોકો છે તેઓને આ કામમાં ખરાબ સ્વપ્ન આવવા લાગ્યા છે. અને તમે માત્ર નાલાયક:- અમો એ નહીં લઈએ; એ કયાંનો આગ્રહ ! એનો ખુલાસો શું ? તો તેને એવાં સ્વપ્ન આવવા લાગ્યાં છે તેઓ ધારે છે કે આ જાતની કંઈ પણ વ્યવસ્થા કરવી પડશે; તમારે ઉદ્યોગ કરવાનો તે એક પ્રથમ સર્વ દેશભર હિલચાલ કરીને પ્રત્યેક મનુષ્યની એવી ખાત્રી કરી આપવી જોઇએ કે એજ અમારૂં ધ્યેય છે. એ માટે અમારે પરિશ્રમ કરવાનો છે. એટલુંજ નહીં પણ કંઇ પણ વ્યવસ્થા અમારે જોઇએ. આ માગણી કાયમ કરવી જોઇએ. વિલાયત જઇને લોકોની તેમ ખાત્રી કરવી જોઇએ, અને પાર્લમેંટ સભામાં જે વેળા આ વિષયનો વાદવિવાદ થાય તે વેળા તે સભા આગળ આપણે આ હેતુ યોગ્ય રીતે માંડવો જોઇએ.

આ સંબંધી મતભેદ રહેવો જોઇએ નહીં. મધ્યમ પક્ષ અને રાષ્ટ્રીય પક્ષ ઉભયનું એકજ ધ્યેય, એકજ માગણી માંડીને એકજ મેળવવાનું છે.આવી ભાવના રાખીને જે આ ઉદ્યોગ કરવાનો. તે માટે હોમરૂલ લીગ કરીને જુદી સંસ્થા કહાડી છે. કોંગ્રેસ આગળ આ વિષય માંડવામાં આવ્યો છે; પરંતુ કોંગ્રેસ એ વર્ષમાં એકવાર મળનારી હોવાથી એક વેળાની તક ગઈ એટલે બીજે વર્ષ. પરંતુ વર્ષભર આ ઉદ્યોગ અમારે કરવાનો છે. એ કોંગ્રેસને કબુલ છે, એવી બુદ્ધિથી આ લીગ અમે કહાડી છે. તમારે શોઉદ્યોગ કરવાનો છે, અને આની શી મદદ કરવાની છે, તે ધ્યાનમાં રાખો. કદાચ પાછળથી પોલીસનો ત્રાસ થશે. નહીં થાય એમ નહીં. લવાજમ ભરનાર થયો કે ! મેમ્બર થયો કે ! હા, થયો છું એમ કહેવું જોઇએ; બીજું આ કામમાં કેસ ચાલ્યો તો આમાંનો વકીલ પૈસા લીધાવિના કેસ ચલાવશે. એક રૂપીઓ આ કામમાં આપવો એ રાજ દ્રોહ નથી. આના મેંબર થવું એ કંઈ રાજ દ્રોહ નથી. એ ઉપરાંત ( રૂપિયો આપવો અને મેંબર થવા ઉપરાંત ) તમારે કંઈ કરવાનું નથી. બાકીનું કામ કરવાને બીજા આ લીગ પોતાના અંગપર લ્યે છે. તો આવી વેળાએ મહારાષ્ટના લોકોએ ચુપ બેસવું ? કોઈપણ હોય, મુસલમાન હિંદુ મારવાડી હોય, સર્વ અમારે જોઇએ છે; નહીં જોઇએ એવા કોઈ નથી; આમાં જાતિભેદ ધર્મનો ભેદ નથી. આમાં હિંદુસ્થાન માટે કામ કરવાનું છે. પ્હેલાં જેમ મ્હેં એક ઠેકાણે કહ્યું હતું કે તમારા (વ્યાપારમાં) એમ છે કે પોતાના નફામાંથી એક આનો ગૌ રક્ષા માટે રાખો છો. એવો એક રીવાજ છે. તમને હું પુછું છું કે

અત્રે પણ એક આનામાંથી એક પૈસો અર્ધો પૈસો અમને વ્યાપારી લોક કાં આપે નહી ! હિંદુસ્થાન એ મોટી ગાય છે, ન્હાની સુની ગાય નથી. તે ગાય તમને જન્મ દીધો છે, તે ગૌના ઉદ્યોગપર, તેની ફલદ્રપતા પર, તેનું દુધ પીને તમે પોતાનો ઉદરરિર્વાહ કરો છો.

ગૌના પુત્ર છે તે જો કાળજી કરે નહીં, તો ગૌપુત્રને [illegible] કહે છે; તેમ તમને કહેવું પડશે. સાધારણ ગૌપુત્રોને જે લોકોમાં નામ છે તે તમને કહેવુ પડશે. એટલી વાતો મ્હેં આપને કહી. આ સંસ્થા નિર્માણ થઇછે, ઉદ્યોગ શરૂ થયો છે. તેનીપર સંકટ આવે તે સહન કરવા અમે તૈયાર છીએ; તે સહન કરવાંજ જોઇએ; સ્વસ્થ બેસવું પરવડશે નહીં; આ માટે એવી રીતે મદદ કરો, આ પ્રમાણે કાર્ય સહાય કરો, પછી ઇશ્વર તમને તજશે નહી, એવી મારી ખાત્રી છે. ઇશ્વર કૃપાથી આ વાત સાધ્ય થવી જોઇએ, માત્ર અમારે ઉદ્યોગ કરવો જોઇએ. બહુંજ જુનું તત્ત્વએ છે કે God helps those who help themselves જેઓ પોતાને મદદ કરેછે તેને પરમેશ્વર સહાય કરે છે આરૂગ્વેદમાનું તત્ત્વ છે, ઇશ્વર ક્યારે અવતાર લ્યે છે. તમે જ્યારે તેની પાસે ફરિયાદ કરી પ્રાર્થના કરો ત્યારે ઇશ્વર નિરર્થક અવતાર લેતો નથી; ઉદ્યોગી લોકો માટે ઇશ્વર અવતાર લ્યેછે, એટલે ઉદ્યોગમાં લાગો.

## वंदेमातरम्





## ત્રામ ગાડીના ત્રાસથી બચવું હોય
## તો ગુજરાતી ભાષામાં

# ત્રામગાડી કે તબેલો?

યાને

૧૮૭૪ ના બોમ્બે ત્રામવેઝ ઍક્ટ તથા ત્રામ કું. ના
પેટા કાયદાઓનું પુસ્તક વાંચો.

કીંમત માત્ર બે આના. ટ. ખ. સાથે અઢી આના.



# રેલ્વે કાયદા ભાગ ૧-૨

કીંમત હરેકના દોઢ આનો. ટ. ખ. સાથે બે આના.

મળવાનાં ઠેકાણાં:—

સર્વે બુકસેલરોને ત્યાંથી તેમજ

**જીવરાજ ગોકલદાસ એન્ડ કં.,**

ઇન્ડીયન નેશનલ પ્રીન્ટીંગ વર્કસ.

૩૦૬. બોહરા બજાર સ્ટ્રીટ, કોટ—મુંબઈ.

